# નિતીનો ભંગ




લેખક અને પ્રકાશક..

**Dr. P. A. Vaishnav Radhanpurwala**

**H. L. M. S. Ayurvedacharya**

ડૉક્ટર પી. એ. વૈષ્ણવ રાધનપુરવાલા

એચ. એલ. એમ. એસ. આયુર્વેદાચાર્ય

# નિતીનો ભંગ.


લેખક અને પ્રકાશક,

**Dr. P. A. Vaishnav, Radhanpurwala.**

**H. L. M. S. Ayurvedacharya.**

**ડૉ. પ્રભુલાલ અમુલખદાસ વૈષ્ણવ, રાધનપુરવાલા.**

એચ. એલ. એમ. એસ. આયુર્વેદાચાર્ય.

જાખેલીઆ સ્ટ્રીટ–રાધનપુર. (ગુજરાત).



પ્રથમ આવૃતી. પ્રત ૧૦૦૦

અમદાવાદ.

ધી દેસાઇ પ્રી. પ્રેસમાં પટેલ દેસાઇભાઇ હીરાચંદે છાપ્યું

ઠે. રીચીરોડ, લક્ષ્મિ વિલાસ હૉટલ સામે.



સર્વ હક્ક સ્વાધીન.



સને ૧૯૨૫. સંવત ૧૯૮૧.

મુલ્ય રૂપિયો ૧ા

# અર્પણ પત્રીકા.

સ્વર્ગસ્થ બાઈ સરસ્વતીબાઇ.

તું મ્હારા

સંસર્ગમાં જોડાયા

બાદ તેં ત્હારી ધર્મપત્નિ

તરીકેની અનેક ફરજો બજાવીને,

મને દરેક કાર્યમાં પુરતી સહાયતા આપી

છે. તે લાગણીને પ્રેરાઇને મ્હારૂં

આ લઘુ પુસ્તક હું ત્હારી

શેવામાં અર્પણ

કરૂં છું.

લેખક.



शिवमस्तु सर्वजगतः परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं सर्वत्र जनः सुखी भवतु ॥

"સર્વ જગતનું કલ્યાણ થાઓ, પ્રાણી માત્ર પારકાના હિતમાં તત્પર રહો. સર્વે દોષો નાશ પામો. અને સર્વ સ્થળે લોકો સુખી થાઓ."



# પ્રસ્તાવના.

**બંધુઓ અને બ્હેનો,**

નિતીનો ભંગ એ નામનું આ લઘુ પુસ્તક લેખકના મહાન પરિશ્રમે પ્રગટ કરીને, આજ આપની સેવામાં હાજર કર્યું છે. તે વાંચી, વંચાવી, તેની યોગ્ય કદર કરવા લેખકની પ્રાર્થના છે.

આજ કાલ આપણે એવી અનેક વાતો સાંભળીએ છીએ કે અમુક સ્ત્રી ન્હાસી ગઈ. અમુકે ગર્ભપાત કર્યો. અને અમુક તુરંગમાં ગઈ. જોકે તે સમયનીજ બલીહારી છે. એટલે આગળ એક સમય એવો હતો. કે તેવી એકાદ બાળા ભાગ્યેજ વૈધવ્ય પ્રાપ્ત કરતી, અને આજ એ સમય છે. કે તેવી સંખ્યાબંધ બાળાઓ રંડાઇને ઘરના એકાદ ખુણામાં હાજરી આપવા તૈયાર થાય છે. મતલબમાં મૃત્યુની સંખ્યાનો દીન પ્રતિ દીન વધારો થતો જોવામાં આવે છે. એ ઉપરથી સમજાય છે, કે ફેરફાર એ કુદરતનો સર્વ માન્ય નિયમ છે. એટલે એ નિયમને બદલવાની શક્તિ તો કોઈ પણ મનુષ્ય ધરાવી શકતો નથી. પણ તેને અનુસરીને તેવા કેટલાક કાયદાઓ ફેર બદલ કરવાની તો દરેક મનુકુટંબોને ખાસ આવશ્યકતા રહે છે.

જોકે તેની વધારે જોખમદારી તો સમાજ નેતાઓ ઉપરજ મુકવામાં આવે છે. કારણ કે સમાજનું ઉત્પત્તિ સ્થાન ગ્રહ છે. એટલે ગ્રહથી સમાજ, સમાજથી જાતિ, અને જાતિથી જગત બને છે. એટલે આ જગ્યાએ ઇંટ, માટી કે લાકડાથી બનેલું ગ્રહ એ કાંઇ ઘર નથી. પણ ગ્રહિણી તેજ ઘર છે. કહ્યું છે કે.

> नगृहंगृहामित्याहु, गृहिणीगृहमुच्यते ।
> गृहंचगृहिणीहीन, मरण्यसहशंविदुः ॥ १ ॥

એટલે ગૃહિણી વિનાનું ઘર આત્મા વિનાના અપવિત્ર દેહ જેવું છે. માનવી સૃષ્ટીમાં કલ્યાણકારિણી જો કોઈ દિવ્ય શક્તિ

હોય, તો તે એક ગ્રહસ્વામિનીજ છે. પવિત્ર પ્રેમદાના પુનિત પગલે સંસારનું શ્રેય સધાય છે. અને તેની મંગળ કામનાએ જીવનની અલૌકિકતા અનુભવાય છે. અર્થાત ગૃહિણી અને ગૃહપતિથી ગ્રહ બંધાય છે. અને એવાં અનેક ગ્રહોના સુભગ સહચારથી સમાજ અસ્તિત્વમાં આવે છે. એટલે સમાજની ઉન્નતિ ગ્રહિણીથીજ થઈ શકે છે. એટલે તેવી વિધુર બાળાઓને સમાજનું ઉત્પત્તિ સ્થાન ગણીને તેઓને માનસિક ઉપાધીમાંથી મુક્ત કરવી, તે સમાજ નેતાઓની પહેલી ફરજ છે.

આજકાલ આવી અનેક બાળાઓ ભારતના કમનસીબે કરીને, દીન પ્રતિ દીન અધોગતીએ પહોંચતી જાય છે.જેની સમાજ નેતાઓ તરફથી કાંઇ પણ દરકાર લેવામાં આવતી નથી. બલ્કે તેવા નવિન કાયદાઓ યોજીને, આપણે આપણા અધમ રીવાજોથી મુક્ત થવા પ્રયત્ન કરતા નથી. તે કેટલું દીલગીર થવા જેવું છે. તે વાંચક વર્ગને આ પુસ્તકનું અવલોકન કર્યા બાદ સમજાશે.

કોઈપણ વાંચક.

તું પરણેલી સ્રી હો, અથવા પુરૂષ હો, કુંવારી કન્યા હો, અથવા વિદ્યારથી હો, રંક, શ્રીમાન, અજ્ઞાન, વિદ્વાન, કોઈપણ જ્ઞાતી હો, તેની સાથે મ્હારો કાંઇપણ સબંધ નથી. પણ તને આ લઘુ પુસ્તકમાંથી ત્હારા માટે, ત્હારા કુટંબ માટે, ત્હારી જીંદગીની શાફલ્યતાના માટે, કોઈપણ પ્રમાણિક વાક્યનું એક અલ્પ દૃષ્ટાંત પણ તને મદદ રૂપ થઈ પડશે તોજ લેખકના તંન મનનો અનહદ ભોગ અને તને આ પુસ્તક વાંચવા માટે પડેલો પરિશ્રમ સફલ થયો સમજાશે.

લે૦ ક૦



૧૨૬૭૪

# Dr. P. A. Vaishnav Radhanpurwala

**H. L. M. S. Ayurvedacharya**

# ડૉકટર પી. એ. વૈષ્ણવ રાધનપુરવાળા

**એચ. એલ. એમ. એસ. આયુર્વેદાચાર્ય**



જન્મ સવત ૧૯૪૬ માગશીર વદી અષ્ટમી

મિનર્વા પ્રિન્ટરી, અમદાવાદ

## વિષયાનુંક્રમણિકા.

# શુદ્ધીપત્ર.

| પ્રષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૫ | વિદ્યાગારી | વિદ્યાગૌરી |
| ૧૦ | ૩ | વિદ્યાગારી | વિદ્યાગૌરી |
| ૩૪ | ૧૯ | સાથે | આપે |
| ૪૮ | ૨૧ | વિદ્યાગારી | વિદ્યાગૌરી |
| ૪૮ | ૨૭ | યવા | થવા |
| ૬૩ | ૧૯ | ગામતી | ગૌમતી |
| ૬૩ | ૨૬ | ગામતી | ગૌમતી |
| ૯૫ | ૧ | વિદ્યાગારી | વિદ્યાગૌરી |
| ૯૫ | ૭ | વિદ્યાગારી | વિદ્યાગૌરી |
| ૯૭ | ૨૮ | વભાગનું | વિભાગનું |
| ૧૦૮ | ૧૩ | સોહેળે | સાહેબે |
| ૧૦૮ | ૧૫ | દરેદ | દરેક |

આ પુસ્તક દરેક બુકસેલરોના ત્યાંથી મળશે.



# નિતીનો ભંગ

## પ્રકરણ ૧ લું.

### વિદ્યાગૌરીનો વલોપાત.

વતન ત્યાગી મુંબઈ જાવું, પતિ મરતાં અહિં આવું;
વિધીનો લેખ શું કહાવું, નહિં જાણું થશે આવું.

હે નાથ? મ્હારૂં પૂર્વ જન્મનું એવું શું પાપ થવા પામ્યું હશે કે આ સ્કુમાર વયે પતિએ સદાને માટે મ્હારો ત્યાગ કર્યો. અરેરે આ જીવન મ્હારાથી કેમ વ્યતિત થશે, હે પ્રભુ ત્હારી સામે હું લાચાર છું, રંક છું, બલ્કે ત્હારી શરણ છું. તું મ્હારી સહાય થા, અને મને આ ફાની દુનિયામાંથી મુક્ત કર.

પ્રિય વાંચક આ સ્ત્રી કોણ હશે, તે જાણવાની આપણને આશા જરૂર છે. માટે તે તરફ દ્દષ્ટી કરીએ, મદનપુર શહેરમાં શુંદરલાલ નામનો એક વણીક રહેતો હતો. તેની સ્ત્રીનું નામ ધનલક્ષ્મી હતું. તેને સંતાનમાં વિદ્યાગૌરી નામે એકજ પુત્રી હતી. તેનું લગ્ન મુંબઈના શ્રીમાન શેઠ મનમોહનદાસના પુત્ર શાંતીલાલ સાથે થયું હતું. પણ તેના કમનસીબે લગ્નના એક વર્ષ બાદ તેના પતિનો સ્વર્ગવાસ થતાં, તેણે મદનપુરમાં આવી માતા પિતાનો આશ્રય લીધો. જેને આજ લગભગ બીજું વર્ષ ચાલે છે. તેજ બાળા ઉપર મુજબ વિચાર કરતી એક પલંગ પર બેઠી હતી. તેની મુખમુદ્રા તદન લેવાઈ ગઈ હતી. ઘડીમાં ઉભી થઈ આડું અવળું જોતી હતી. અને ઘડીમાં અશ્રુપાત રૂદન કરતી હતી. એટલામાં ત્યાં તેની એક બેનપણીએ ઘરમાં પ્રવેશ કરતાં પુછયું, કેમ બ્હેન શું વિચાર કરે છે? એટલે તેણે તેનો સત્કાર કરતાં નિચે મુજબ કહ્યું.

દુઃખી જીવન નભાવું છું, દુઃખી મનને મનાવું છું.
વિધિનો લેખ માનું છું, જીવન મ્હારૂં ગુજારૂં છું.

**પ્રત્યુત્તર.**

થવાનું જે થયું તેને, ભુલાવી દે થયું એને;
કહું છું હું નહિ રોને, બતાવું લેખ આ જોને.

એમ કહી તુરત તેણે પાસે રાખેલું વર્તમાનપત્ર તેને બતાવતાં કહ્યું. જો વાંચ, જોઇએ છે. એક પચિશ વર્ષની વયના વણીક યુવકને પુનર્લગ્ન માટે પંદરથી વીસ વર્ષ સુધીની ખાનદાન કુટુંબની એક વિધવા પત્રવ્હેવાર ખાનગી રાખવામાં આવશે તુરત લખો આ પત્રમાં નંબર ૨૫ ને.

**વિદ્યાગૌરી**—અરે શું વણીક યુવક પુનર્લગ્ન ઇચ્છે છે. ?

**લલીતા**—બસ હવે તને ખાત્રી તો થઇ ચુકીને; કે આપણી ઉંચ જ્ઞાતીમાં પણ પુનર્લગ્ન થાય છે.

**વિદ્યાગૌરી**—હા બ્હેન આ જાહેર ખબરથી તો મને આજ પુરેપુરી ખાત્રી થઇ છે. પણ આ જગ્યાએ હું અજાયબ થઉં છું કે આ વિષે આપણા સમાજમાં હજુ કાંઇ પણ શરૂઆત થવા પામી નથી તેનું શું કારણ છે.

**લલીતા**—ઉપદેષક નહિ હોવાનું.

**વિદ્યાગૌરી**—એટલે શું.

**લલીતા**—એટલે જેમ ભારતના બીજા પ્રદેશોમાં આ નવી રૂઢીનો જન્મ આપવા માટે ઉપદેષકો દરેક સ્થળે ભાષણ કરીને અને તે વિષેના નવીન વિષયો વર્તમાન પત્રમાં પ્રગટ કરીને દર વર્ષે પુનર્લગ્નની સંખ્યાનું પ્રમાણ વધારવાનો પ્રયત્ન કરે છે. તેમ તેવા ઉપદેષકો આ સ્થળે નહિં હોવાથી આપણા સમાજમાં આ વિષે હજુ કાંઇ પણ શરૂઆત થવા પામી નથી. તેજ તેનું મુખ્ય કારણ છે.

**વિદ્યાગૌરી**—તો પછી મ્હારે પુનર્લગ્ન કેવી રીતે કરવું, તે હું તને પ્રશ્ન કરૂં છું ?

**લલીતા**-માતા પિતાની મંજુરી મેળવીને.

**વિદ્યાગૌરી**-પણ તે તો મલવીજ મુશકીલ છે.

**લલીતા**-તો પછી પુનર્લગ્ન થવું પણ મુશકીલ છે.

**વિદ્યાગૌરી**-બ્હેન ખરેખર આ સમાજમાં આપણા જેવી વિધુર બાળાઓ માટે તો ઈન્સાફજ નથી.

**લલીતા**-નથી ત્યારેજ પેલી ન્હાસી ગઇ.

**વિદ્યાગૌરી**-કોણ.

**લલીતા**-કાન્તા ફુઈની ગોરી.

**વિદ્યાગૌરી**-શું તે ન્હાસી ગઈ, કોની સાથે ?

**લલીતા**-પેલા કિર્તિલાલ સાથે.

**વિદ્યાગૌરી**-શું કિર્તિલાલ સાથે ? ખરેખર તેણે તો બહુજ ખોટુ કર્યું છે.

**લલીતા**-અરે ઘણુંજ સારૂં કર્યું છે.

**વિદ્યાગૌરી**-કેમ વારૂ

**લલીતા**-કાળું કર્મ કરવું તે કરતાં આ શું ખોટુ છે.

**વિદ્યાગૌરી**-એટલે શું.

**લલીતા**-એટલે એક બાજુ આપણે જીવદયા પ્રતિપાલનો ફાંકો રાખીએ છીએ, અને બીજી બાજુ આપણી વિધુર સ્ત્રીઓ બે શુમાર ગર્ભપાત જેવી બાળ હત્યા કરે છે તો પછી તે કરતાં સમાજ યુવક સાથે ન્હાસી જવું શું ખોટુ છે.

**વિદ્યાગૌરી**—બ્હેન તે કરતાં તો જાહેરમાં પુનર્લગ્ન કરવું તેજ વિષેશ સારૂં છે. કે જેમાં આપણી સહીસલામતી જાળવી શકાયછે.

**લલીતા**—ત્યારે તેજ કારણસર હું તને તે સલાહ આપું છું. અને આ જાહેર ખબર પણ બતાવું છું.

**વિદ્યાગૌરી**—તે તો હું પણ કબુલ કરૂં છું. પણ મંજુરી કોણ આપે છે.

**લલીતા**—બ્હેન ખરૂં પુછતી હો તો તેની મંજુરી મલવીજ મુશકીલ છે.

**વિદ્યાગૌરી**—તો પછી પુનર્લગ્ન કેવી રીતે થઈ શકે. તે હું તને પ્રશ્ન કરૂં છું.

**લલીતા**—આ વણિક યુવકે જાહેર ખબર આપી તેવી રીતે

**વિદ્યાગૌરી**—ત્યારે શું જાહેર ખબર આપવાથી પુનર્લગ્ન થઇ શકે ખરૂં કે.

**લલીતા**—બેશક, આપણી કેટલીક વિધવાઓ છુપી અનિતીનો ભોગ આપવા, બલ્કે અન્ય પુરૂષ સાથે ન્હાસી જવા બેધડક તૈયાર છે. તો પછી તેવી સ્ત્રીઓ સમાજ યુવક સાથે પુનર્લગ્ન કરવા તૈયાર હોય, એમાં શું નવાઈ છે.

**વિદ્યાગૌરી**—ત્યારે આ જાહેર ખબરના સબંધમાં ત્હારી શું સલાહ છે.

**લલીતા**—મ્હારી તો એજ સલાહ છે કે પ્રથમ તેને પત્ર દ્વારા ખબર આપીને તેની સાથે નક્કી કરવું. અને ત્યારબાદ માતા પિતાની મંજુરી મેળવીને તેની સાથે પુનર્લગ્ન કરવું.

**વિદ્યાગૌરી**—ઠીક ત્યારે હું તેને પત્ર તો આજેજ લખીશ.

**લલીતા**—વારૂ બ્હેન હવે હું રજા લઇશ. (એમ કહી તે વિદાય થઈ )

પ્રિય વાંચક **લલીતાના** સબંધમાં પણ આપણે કાંઈક જાણવાની જરૂર છે. વિદ્યાગૌરીના પડોશમાં કલ્યાંણદાશ નામના એક વણીકની આ પુત્રી હતી. તેનું લગ્ન વિરપુર મુકામે થયું હતું. પણ તેના કમનસીબે લગ્નના એક વર્ષબાદ તેના પતિ પ્રાણલાલનો સ્વર્ગવાસ થતાં તેણે મદનપુરમાં આવી માતા પિતાનો આશ્રય લીધો. જેને આજ લગભગ ત્રીજું વર્ષ ચાલેછે વિદ્યાગૌરી અને તે એકજ સ્થિતિનું દુઃખી જીવન ગુજારતા હોવાથી તેઓ બંનેમાં ઘણોજ સારો સ્નેહ હતો. અસ્તુ.



# પ્રકરણ ૨ જું.

## વિદ્યાગૌરીનો પત્રવ્હેવાર.

પ્રિય વાંચક લલીતા ઘર તરફ રવાના થયા બાદ વિદ્યાગૌરીએ પુનર્લગ્ન કરવાનો દૃઢ નિશ્ચયે કરીને તેણે તે સબંધનો એક પત્ર નંબર ૨૫ ને લખવો સરૂ કર્યો.

રતનચોક, મદનપુર તા. ૯ મી સનીવાર

નબર ૨૫ ની જાહેર ખબર આપનાર યુવકની શેવામાં.

હું ગઈ તા. ૫ મી ના પત્રમાં આપની પુનર્લગ્ન કરવા સબધની જાહેર ખબર વાંચીને ઘણીજ ખુશી થઈ છું. અને તે સબંધમાં મ્હારો ટુંક અહેવાલ અહિં નિચે મુજબ આપું છું.

મદનપુરના રહીશ શેઠ સુંદરલાલ નગીનદાસની હું પુત્રી છું. લગભગ ગયા બે વર્ષથી હું વૈધવ્ય પાળું છું. અને મ્હારા માતા પિતાના આશ્રય હેઠળ મ્હારૂં દુઃખી જીવન વ્યતિત કરૂં છું. મ્હારી ઉમર લગભગ સોળ વર્ષની છે. હું કોઇ પણ રીતે પુનર્લગ્ન કરવા તૈયાર છું. જેમાં કાંઇક માતા પિતાની અનુમતી મેળવવાની જરૂર છે. જોકે તે મુશ્કીલ છે. તો પણ હું આશા રાખું છું કે આપના પત્ર દર્શન બાદ મ્હારો ચોક્સ વિચાર તેમને નિવેદન કરીને હું કોઈપણ રીતે તેઓની મંજુરી મેળવી શકીશ, આશા છે કે આપ આપનો પુર્ણ અહેવાલ મને લખી મોકલવા જરૂર કૃિપા કરશો એજ.

લી: વિદ્યાગૌરી શુંદરલાલના ઘટીત.

પ્રિય વાંચક વિદ્યાગૌરીએ ઉપર મુજબ પત્ર લખી પોષ્ટ માર્ફત રવાના કર્યો અને ત્યારબાદ સાંજનું વાળુ કરી સમય થતાં શયનગ્રહ કર્યું.

હવે આપણે નંબર ૨૫ ની જાહેર ખબર આપનાર યુવકના સબંધમાં કાંઈક જાણવાની જરૂર છે. માટે તે તરફ દૃષ્ટી કરીએ મદનપુર શહેરમાં રમણલાલ નામનો એક યુવક રહેતો હતો.

તેનું લગ્ન તેજ ગામમાં શાંતીદાસ વણીકની પુત્રી બાઈ શારદા સાથે થયું હતું. પ્રભુની ગહનગતી છે. તે મુજબ તેના લગ્નને એક વર્ષ પણ પુરૂં નહિં થયું હોય ત્યાં તેની પત્નિ બાઈ શારદાનો સ્વર્ગવાસ થયો આ વખતે તેના દુઃખનો તો પાર રહ્યો નહિં કારણ કે તેના ઘર કુટુંબમાં માત્ર તે એકજ હતો. તેના માતા પિતા તો તેને પાંચ વર્ષનો મુંકી ગુજરી ગયાં હતાં. ત્યારથી તે આજસુધીમાં તેણે માત્ર દુઃખનોજ અનુભવ કર્યો હતો. ઘરની સામાન્ય સ્થિતિ હોવાથી રૂપિયા બે હજાર જેટલી રકમનો ભોગ આપ્યા તેને બીજું લગ્ન કરવું મુશ્કીલ હતું. એટલે તેણે પુનર્લગ્ન કરવાનો દૃઢ નિશ્ચયે કરીને ઉપરની જાહેર ખબર આપી હતી.

સુંદરલાલને રમણ સાથે ઘણોજ સારો સબંધ હતો. વળી તે મુજબ રમણ પણ પ્રસંગોપાત ત્યાં જતો અને તેને કેટલીક નવિન સુધારા વિષની વાતો પણ નિવેદન કરતો, વિદ્યાગૌરીના હૃદય પટમાં તેની કેટલીક વાતોએ તો એક ઉંડી છાપ પાડી હતી અને તેથી તેના પ્રત્યે તેનો સારો સ્નેહ હતો. ઉપરની જાહેર ખબર આપનાર તેજ યુવક મી. રમણ છે તેવી તેને કાંઈ પણ ખબર નહિં હોવાથી તેણે તે પત્ર તેને એટલે નંબર ૨૫ ને લખ્યો હતો. વારૂ હવે આગળ શુ થાય છે તે જોઈએ.

પ્રિય વાંચક બીજે દીવસ રમણે પોતાની જાહેર ખબરના પત્રોની તપાસ કરવા માટે મદનપુર વર્તમાન પત્રની ઓફીસમાં હાજરી આપી જ્યાં તેને ઉપરનો એકજ પત્ર મળ્યો, એટલે તેણે તુરતજ ઘેર આવીને પત્ર વાંચવો સરૂ કર્યો. અને વાંચી મનમાં વિચાર કરતો બોલ્યો અરે આ શું. શું વિદ્યા ગૌરી પુનર્લગ્ન ઇચ્છે છે. અરે જેની મને કલ્પના સરખી પણ નહોતી, શું, સુંદરલાલ તેને રજા આપશે, શું ધનલક્ષ્મી પુત્રીનું પુનર્લગ્ન કરવા કબુલ થશે. કદી નહિં ખરેખર હું તો એમજ ધારૂં છું કે આ વાત બનવી અશક્ય છે. ખેર ભલે જોઈએ તેમ થાય, પણ મ્હારે તેને પ્રત્યુતર તો આપવોજ જોઈએ, માટે

આજ તેને ખબર આપું, એમ કહી તેણે પત્ર લખવો શરૂ કર્યો.

વિદ્યાગૌરી. મદનપુર તા. ૧૦ મી રવીવાર.

ત્હારો પત્ર નંબર ૨૫ ની જાહેર ખબર સબંધનો મને મળ્યો છે. તું પુનર્લગ્ન કરવા ઇચ્છે છે, તે સબંધમાં મને મહાંન સંતોષ થાય છે. ખરેખર તેં ત્હારી જીંદગાની માટે કરેલો વિચાર એક અમુલ્ય છે. પણ આ સબંધમાં તું ફતેહમંદ થઈશ કે કેમ? તેજ એક મહત્વનો પ્રશ્ન છે. કારણ કે જ્યાંસુધી ત્હારૂં પ્રતંત્ર જીવન સ્વતંત્ર સત્તાનો ભોગ આપી શકે નહિં ત્યાંસુધી તું કોઈપણ રીતે પુનર્લગ્ન કરવા ભાગ્યશાળી થઇ શકે નહિં, વળી આ સબંધમાં તને ત્હારા માતા પિતાની મંજુરી મેળવવાની પણ ખાસ જરૂર છે. તું મ્હારો પુર્ણ અહેવાલ જાણવા ઈચ્છે છે. તે સબંધમાં મ્હારે જણાવવું જોઈએ કે હું કોઇ પણ અન્ય નહિં; પણ ત્હારા, અને ત્હારા માતા પિતાના પરિચયનો દીન યુવક મી. રમણ છું. એજ.

લી. રમણલાલ કનૈયાલાલના ઘટીત.

---

## પ્રકરણ ૩ જું.

---

### કોણ મી. રમણ.

પ્રિય વાંચક રમણે ઉપર મુજબ પત્ર લખી પોસ્ટ માર્ફત રવાના કર્યો. ત્યારબાદ તેજ સાંજે પોષ્ટમેન તે પત્ર લઇને વિદ્યાગૌરી નામ પોકારતો તેના મુકામ પર હાજર થયો. આ વખતે તે ત્યાંજ ઉભી હતી, એટલે તેણે તુરતજ પોતાના પત્રનો સ્વીકાર કરીને દીવાનખાનામાં હાજરી આપી. અને ત્યાં તે પુરેપુરો વાંચીને મનમાં વિચાર કરતી બોલી. અરે આ શું? શું રમણ પુનર્લગ્ન ઇચ્છે છે? ત્યારે શું નંબર ૨૫ની જાહેર ખબર આપનાર પણ તેજ યુવક છે? અરે જેની મને કલ્પના સરખી પણ નહોતી. ખરેખર ભાગ્યદેવી તેં મ્હારાપર મ્હાંન ઉપ-

કાર કર્યો છે. બલ્કે મને એક નવું જીવન બક્ષ્યું છે. બસ હું તેને આજેજ મ્હારો ચોક્કસ વિચાર નિવેદન કરૂં છું. એમ કહી તેણે પત્ર લખવો શરૂ કર્યો.

**પ્રિય રમણ.** મદનપુર તા. ૧૦ મી રવીવાર.

આપનો પત્ર મને મલ્યો છે. નંબર ૨૫ ની જાહેર ખબર આપનાર આપજ છો. તેવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો એટલુંજ નહિં પણ ભવિષ્યમાં આપ પુનર્લગ્ન કરશો તેવો વિ-ચાર પણ મ્હારા હૃદયમાં મને આજસુધી પ્રગટ થયો નહોતો ખરેખર આપના આ પત્રથી હું કૃતાર્થ થઈ છું. બલ્કે મને એક નવું જીવન પ્રાપ્ત થયું છે. હું આપની સાથે પુનર્લગ્ન કરવા વચનથી બંધાઉં છું. અને કોઇપણ રીતે મ્હારા માતા પિતાની મંજુરી મેળવવા પ્રયત્ન કરૂં છું. અને આશા રાખું છું કે આપ પણ સુદ્ધ હૃદયથી મ્હારો સ્વીકાર કરશો એજ.

લી: દર્શનાભિલાસી વિદ્યાગૌરીના ઘટીત.

પ્રિય વાંચક વિદ્યાગૌરીએ ઉપર મુજબ પત્ર લખી પોષ્ટ માર્ફત રવાના કર્યો. અને ત્યારબાદ મોડી રાત્રે શયનગ્રહ કર્યું.

હવે આપણે રમણ તરફ દ્રષ્ટી કરીએ બીજે દીવસ સવા-રમાં તે ગ્રહ કાર્યની ગિરફ્તારીમાં ગુંથાએલો હતો. એટલામાં ત્યાં ઉપરનો પત્ર લઇ રમણલાલ નામ પોકારતો પોષ્ટમેન પણ હાજર થયો. એટલે તેણે તુરતજ બહાર આવીને પત્રનો સ્વી. કાર કર્યો. અને ત્યારબાદ ઘરમાં પ્રવેશ કરી, તે પુરેપુરો વાંચ્યો, અને મનમાં વિચાર કરતો બોલ્યો, બસ જ્યારે વિદ્યાગૌરી મ્હારો સુદ્ધ હૃદયથી સ્વીકાર કરે છે. તો પછી હું પણ પ્રતિજ્ઞા પુર્વક તેની સાથેજ પુનલગ્ન કરવા બંધાઉં છું. એમ વિચાર કરતો તે ગ્રહ કાર્યથી મુક્ત થઇ રોજના નિયમસર ઑફીસ માર્ગે વિદાય થયો.

હવે આપણે વિદ્યાગૌરી તરફ દ્રષ્ટી કરીએ. અહિં તે પોતાના દીવાનખાનામાં રમણના પત્રનું અવલોકન કરતી અને

તે વિષે મ્હોટા આનંદ માનતી એક પલંગપર બેઠી હતી એટ· લામાં લલીતાએ ઘરમાં પ્રવેશ કરતાં પુછયું, કેમ બ્હેન શું વિચાર કરે છે. એટલે તેણે તેનો સત્કાર કરતાં નીચે મુજબ કહ્યું.

**વિદ્યાગૌરી**—બ્હેન વિચાર તો તેજ કરૂં છું.

**લલીતા**—શું પુનર્લગ્નનો.

**વિદ્યાગૌરી**—હા બ્હેન.

**લલીતા**—કોની સાથે.

**વિદ્યાગૌરી**—નં. ૨૫ ની જાહેર ખબર આપનાર યુવક સાથે.

**લલીતા**—પણ તે યુવક કોણ છે.

**વિદ્યાગૌરી**—મ્હારા પિતા પાસે આવે છે તેજ.

**લલીતા**—કોણ મી. રમણ.

**વિદ્યાગૌરી**—હા, બ્હેન, જો વાંચ જેને હું હૃદયપુર્વક નિરંતર ચ્હાતી હતી તેજ મ્હારો મુગટ માણી રમણ ( રમણનો પત્ર બતાવતાં કહ્યું. )

**લલીતા**—બ્હેન ખરેખર ત્હારાપર ભાગ્યદેવી પ્રસન્ન છે.

**વિદ્યાગૌરી**—બ્હેન તે તો ત્હારી કૃિપાનું ફલ છે. કારણ કે ઉપરની જાહેર ખબર તેં ન બતાવી હોત તો હું કદી પણ તેનો પત્ર મેળવવા ભાગ્યશાળી થઈ શકત નહિ.

**લલીતા**—બ્હેન મેં તો મ્હારી ફરજ બજાવી છે એટલે તેવા કોઇપણ કાર્યમાં આપણે એક બીજાને સહાયતા કરવી તે આપણું કતવ્ય છે.

**વિદ્યાગૌરી**—બ્હેન ખરેખર તને અને ત્હારા વિચારોને ધન્ય છે.

**લલીતા**—વારૂ તે તો ઠીક, પણ આ સબંધમાં તને ત્હારા માતા પિતાની મંજુરી મેળવવાની તો ખાસ જરૂર છે.

**વિદ્યાગૌરી**—હા બ્હેન મંજુરીની તો પહેલી જરૂર છે. અને હવે પ્રયત્ન પણ તેજ કરૂં છું.

**લલીતા**—ભલે બ્હેન જુગત નિયંતા પ્રભુ પાસે મ્હારી પ્રાર્થના છે કે ત્હારૂં આ કાર્ય સફલ થાઓ.

**વિદ્યાગારી**—બ્હેન ત્હારૂં વચન સત્ય થાઓ.

**લલીતા**—વારૂ બ્હેન શાયંકાલ થવા આવ્યો છે માટે રજા લઇશ. (એમ કહી તે વિદાય થઇ)

---

## પ્રકરણ ૪ શું.

### આશામાં નિરાશા.

પ્રિય વાંચક વિદ્યાગૌરીએ પુનર્લગ્ન કરવાનો વિચાર તો કર્યો પણ તેના માતાપિતા તેને તે મંજુરી આપશે કે કેમ, તેજ એક મહત્વનો પ્રશ્ન છે. એક દીવસ તે પોતાના દીવાનખાનામાં તેજ વિચાર કરતી એક પલંગપર બેઠી હતી. એટલામાં ધનલક્ષ્મીએ ત્યાં આવીને, તેને નીચે મુજબ પ્રશ્ન કર્યો.

**ધનલક્ષ્મી**—કેમ બ્હેન શું વિચાર કરે છે.

**વિદ્યાગૌરી**—માજી મ્હારા કર્મનો.

**ધનલક્ષ્મી**—શું કર્મનો વિચાર કરે છે. બ્હેન સૃષ્ટીનું દરેક જીવન તો કર્મથીજ વિંટાએલું છે. એટલે આપણે પણ તેને આધિન થઇને સુખ દુઃખના તાબે થવું અને શાંતી ગ્રહણ કરવી તેજ આપણો ધર્મ છે.

**વિદ્યાગૌરી**—ત્યારે શું સુખી થવા વિચાર નહિં કરવો.

**ધનલક્ષ્મી**—શું વિચાર કરવાથી સુખી થવાય છે કદી નહિં, કહ્યું છે કે

હશે ફુટેલ જો કપાળ, હોય દુઃખ જો અપાર;<br>
થાય ઠીક શું લગાર, તું ભલે કરે વિચાર.

પ્રત્યુતર.

ફરી, ફરી, કર્યો વિચાર, એકથી હજાર વાર;
થઇ શકે છે ફેરફાર, ધ્યાનથી તું જો લગાર.

**ધનલક્ષ્મી**—બ્હેન ધ્યાંન દઇ જોવાથી યા વિચાર કરવાથી જો સુખી થવાતું હોય તો સૃષ્ટીનું કોઈ પણ જીવન દુઃખી રહીશકેજ નહિ બલ્કે સુખીજ થાય, પણ તે સર્વ પ્રારબ્ધના યોગે કરીનેજ થાય છે. એટલે.

સંસારના જીવન વિષે, જીવન આમ જાય છે.
સુખી જીવન દુઃખી થઈ, ફરી સુખી તે થાય છે.
કદી સુખી કદી દુઃખી, જીવન એમ જાય છે,
લખ્યું હશે લલાટમાં, તે ભોગ અહિં અપાય છે.

પ્રત્યુતર.

પતિ વિયોગથી પછી, સુખી નહિં થવાય છે;
આખીર આ જીવન દુઃખી, તો આગમાં મુંકાય છે.
દુઃખી, અને દુઃખી થઇ, જીવન આમ જાય છે,
સુખી કોને થવાય છે, જ્યાં પુનર્લગ્ન થાય છે.

**ધનલક્ષ્મી**—પુત્રી આ સિક્ષણ કોણે આપ્યું. શું પુનર્લગ્ન કરનાર સુખી થાય છે.

**વિદ્યાગૌરી**—ત્યારે શુ દુઃખી થાય છે.

**ધનલક્ષ્મી**—અરે દુઃખી તો શું મહાંન અધમગતીને પહોંચે છે.

**વિદ્યાગૌરી**—માજી વાકયમાં ભુલ છે. પુનર્લગ્ન કરનાર નહિં પણ ગર્ભપાત જેવી બાળ હત્યા કરનાર અધમગતીને પહોંચે છે. એમ કહો

**ધનલક્ષ્મી**—જોકે તે વ્યાજબી છે. પણ તેમ સમજીને પુનર્લગ્ન શ્રેષ્ટ ગણવું તે તદન ગેરવ્યાજબી છે.

**વિદ્યાગૌરી**—ત્યારે હું તો તેજ વ્યાજબી ગણું છું કે જેનાથી વિધુર સ્રીઓ પોતાનું અમુલ્ય જીવન સહીસલામતીથી

વ્યતિત કરી શકે છે. અને તે સાથે પોતાના નિરપરાધી બાળકનો બચાવ પણ થઈ શકે છે.

**ધનલક્ષ્મી**—ત્યારે આપણા વડીલો શું મુર્ખ હતા કે જેમણે આ સબંધનો કાંઈ પણ વિચાર નહિં કર્યો.

**વિદ્યાગૌરી**—બેશક તેઓ વિદવાંન હતા પણ આ સંબંધનો વિચાર કરવાનું કામ સમયની તાસીર ઉપર છે. એટલે જ્યારે સમયની તાસીર તેમને માટે અનુકૂલ હતી, ત્યારે તેઓ ભવિષ્યના પ્રતિકૂલ સમયનું કાંઇ પણ ભાન કરી શકયા નહિં પણ હવે આપણે માટે સમયની તાસીર પ્રતિકૂલ હોવાથી અને સમયનું એકંદર વાદળ ફરવાથી તેને અનુકૂળ સ્થિતિમાં લાવવા માટે તેનો યોગ્ય બંદોબસ્ત કરવાની ખાસ જરૂર છે.

**ધનલક્ષ્મી**—ત્યારે તે તો બનવુંજ મુશકીલ છે. એટલે આ સબંધમાં આપણે મૌન્ય રહેવું. અને આપણુ દુઃખી જીવન વ્યતિત કરવું તેજ આપણે માટે યોગ્ય છે.

**વિદ્યાગૌરી**—શું આ ઈન્સાફ છે.

**ધનલક્ષ્મી**—ત્યારે શું પુનર્લગ્ન કરવું તે ઇન્શાફ છે.

**વિદ્યાગૌરી**—હા માજી હું તો એમજ ધારૂં છું.

**ધનલક્ષ્મી**—અરે એ નાદાન પુત્રી ઉધ્ધતાઇના તાબે થઈ આબરૂનું લીલામ કરવું તે કરતાં મૌન્ય ધારણ કરી શાંતીના તાબે થવું તે વિંપશ સારૂં છે કે જેમાં ત્હારા ભવિષ્યનું કલ્યાંણ સમાયેલું છે. અને તેજ ત્હારા માટે યોગ્ય છે. ( જરા ચિરડાઇને કહ્યુ )

**વિદ્યાગૌરી**—ભલે માજી તમારી જો એમજ ઇચ્છા છે. તો પછી હું પણ તેજ વિચારોને તાબે થઉં છું. (અંદરના ગુસ્સાને સમાવીને કહ્યું )

રાત્રી વિશેષ થઈ હતી, એટલે બંને પાત્રોએ પોતાના ભાશણની સમાપ્તી કરીને શયનગ્રહ કર્યું.

પ્રિય વાંચક આજ કલયુગ જેવા દુરાચારી સમયમાં વિદ્યા ગૌરી જેવી યુવાન રૂપસુંદરી શું શાંતી ગ્રહણ કરી શકે ખરી કે, અરે પતિ હાજરીમાં હોવા છતાં કુટીલ સ્ત્રીઓ અન્ય પુરૂષોનો સમાગમ ઇચ્છે છે. તો પછી આ વિધુર સ્થિતિએ પહોંચેલી બાળાએ શાંતિના તાબે થવું શું સહેલ છે. બલ્કે ઘણુંજ મુશકીલ છે. અહિં તેણે શયનગ્રહ તો કર્યું. પણ માતાના આખીરના શબ્દોથી તેને નિરાશાનું ભાન થતાં તેને લેશ પણ નિંદ્રા આવી નહિં આ વખતે તે મનમાં વિચાર કરતી બોલી, ત્યારે શું પુનર્લગ્ન તો નહિજ થાય, શું ભવિષ્યની દરેક આશાઓ નિષ્ફલ થશે, શું મ્હારૂં જીવન આમજ જસે., કદી નહિં ભલે જોઈએ તેમ થાય, પણ હું કોઇપણ રીતે પુનર્લગ્ન તો કરીશ, કહ્યું છે કે मनुष्य यत्न ईश्वर कृपा તે શ્લોક મુજબ મને મ્હારા તગદીરની અજમાયશ માટે તદબીરની તો ખાસ જરૂર છે. માટે ચાલ તેને ખબર આપું એમ કહી તેણે પત્ર લખવો સરૂ કર્યો.

**પ્રિય રમણ** **મદલપુર તા. ૧૫ મી શુક્રવાર.**

હું આપની સાથે પુનર્લગ્ન કરવા જેમ વચનથી બંધાઈ ચુકી છું તેમ પ્રેમથી પણ વરી ચુકી છું. પણ જાહેરમાં તે લગ્ન થશે કે કેમ, તે સબંધમાં મ્હારૂં પ્રતગ જીવન હજુ ચોકસ ખબર મેળવી શકયું નથી. મ્હારી માતુશ્રી સાથે થયેલું આ સબંધનું આજનું ભાષણ તદન અસંતોષ કારક છે આ ઇતિહાસ મ્હારા પિતાને નિવેદન કરવામાં, અને તેમની અનુમતી મેળવવામાં મને મર્યાદાનું ભાન થતાં હું તદન અચકાઉં છું.એટલે હું કોઇપણ રીતે ફતેહમંદ થઈ શકું તેમ નથી. હવે આ સંબંધમાં કદાચ આપ મ્હારા પિતાની મુલાકાત લઈને આપણો આ ઈતિહાસ તેમને યોગ્ય રીતે સમજાવશો અને પુનર્લગ્નથી થતા ફાયદાનું તેમને ભાન કરાવશો તો મને ખાત્રી છે કે આપણે આ કાર્યમાં જરૂર ફતેહમંદ થઈશું

આ સંબંધનો વિચાર કરીને આપ આપના અનુકૂલ વખતે અહિં પધારવા કૃપા કરશો તેવી આશા છે. એજ.

**લી. દર્શનાભિલાસી વિદ્યાગૌરીના ઘટીત.**

પ્રિય વાંચક વિદ્યાગૌરીએ ઉપર મુજબ પત્ર લખી પોષ્ટ માર્ફત રવાના કર્યો, અને ત્યારબાદ મોડી રાત્રે શયનગ્રહ કર્યું.

હવે આપણે રમણ તરફ દ્રષ્ટી કરીએ બીજે દીવસ સવારમાં તે ગ્રહકાર્યની ગિરફતારીમાં ગુંથાએલો હતો. એટલામાં ત્યાં ઉપરનો પત્ર લઇ રમણલાલ નામ પોકારતો પોષ્ટમેન પણ હાજર થયો એટલે તેણે તુરતજ બહાર આવીને પત્રનો સ્વીકાર કર્યો અને ત્યારબાદ ઘરમાં પ્રવેશ કરી તે પુરેપુરો વાંચ્યો અને મંનમાં વિચાર કરતો બોલ્યો, વિદ્યાગૌરી ખરેખર તને ધન્ય છે. ત્હારો સુદ્ધ પ્રેમ હું સ્પષ્ટ રીતે સમજી શકયો છું. હું કોઇપણ રીતે તને સહાય કરવા તૈયાર છું ભલે જોઇએ તેમ થાય, પણ હું ત્હારા પિતાને પુનર્લગ્નથી થતા ફાયદાનું ભાન તો જરૂર કરાવીશ એમ વિચાર કરતો તે ગ્રહકાર્યથી મુક્ત થઇ રોજના નિયમસર ઓફીસ માર્ગે વિદાય થયો અસ્તુ.



## પ્રકરણ ૫ મું.

### મી રમણનું ભાશણ,

પ્રિય વાંચક એક દીવસ સાંજના રમણે ફુરસદ મેળવીને શુંદરલાલના મુકામપર હાજરી આપી, આ વખતે તે સાંજનું વારૂ કરી એક બાજુ વર્તમાન પત્ર વાંચતો હતો જેની રમણ તરફ દ્રષ્ટી જતાં તેણે તેનો સત્કાર કરીને તેને નિચે મુજબ કહ્યું.

**શુંદરલાલ**—કેમ મી. રમણ મજામાં છો.

**રમણલાલ**—હાજી ઘણોજ સારી રીતે છું. ( બાજુમાં પડેલા એક કોચપર બેસતાં કહ્યું )

**શુંદરલાલ**—નવીન શું ખબર છે.

**રમણુલાલ**—કાંઈ પણ નહિ.

**શુંદરલાલ**—જમવાનું કયાં રાખ્યું છે.

**રમણુલાલ**—હાલ તો ઘેર,

**શુંદરલાલ**—શું તમે જાતે રસોઇ કરો છો.

**રમણુલાલ**—હાજી કર્મે આવ્યું સોગવે છુટકો.

**શુંદરલાલ**—તો પછી તેની વ્યવસ્થા કરો.

**રમણુલાલ**—શું વ્યવસ્થા,

**શુંદરલાલ**—લગ્ન કરવાની.

**રમણુલાલ**—શું શેઠ ખાવાનું કામ છે. રૂપિયા બે હજાર માગે છે. આગળ જેમ આપણા વડીલો કંકુના ચાંદલે કન્યાદાન આપતા તે સમય હવે છેજ કયાં આગળ જે જગ્યાએ વરરૂપી જવાહિર તપાસીને કન્યાદાન અપાતું તે જગ્યાએ હવે પૈસાની થેલીઓ તપાસીને કન્યાદાન આપવામાં આવે છે. પછી ભલે વર વિઘવાંન હો, યુવાન હો, કે સોનાપુર જવા તૈયાર હો જેની કાંઈ પણ દરકાર રાખ્યા વિના કન્યાનો બાપ પોતાની પ્રિય પુત્રીનું જાહેર લીલામ કરે છે. તો પછી તેવી જગ્યાએ મ્હારા જેવો સામન્ય સ્થિતિનો માણુસ શું લગ્ન કરી શકે ખરો કે ?

**શુંદરલાલ**—તે તો નહિંજ કરી શકે.

**રમણુલાલ**—વારૂ હું માસીક ત્રીસ રૂપિઆ પગાર મેળવું છું. જેમાંથી મ્હારો એકંદર ખર્ચ બાદ કરતાં માત્ર હું દશ રૂપિયા બચાવવા ભાગ્યશાળી થઉં છું એટલે આ હિસાબે વાર્ષિક રૂપિયા સોથી સવાસો જેટલી રકમ બચાવી શકું અને તેમાં વળી કર્મ સંજોગે જો હું બિમાર થઉં તો તુરતજ સૌંની જગ્યાએ સાઠનું ટોટલ થઇ ઉભું રહે તો પછી આવી જુજ રકમમાંથી લગ્ન તો થઈ શકેજ કેમ,

**શુંદરલાલ**—જો એમજ છે તો પછી હું તમને મદદ કરવા તૈયાર છું.

**રમણલાલ**—તો પણ તેવું લગ્ન મ્હારે માટે લહન ગેર-વ્યાજબી છે. કારણ કે અહિં આપણી જ્ઞાતીનાં એકંદર ૮૩૨ ઘર છે જેમાં કુંવારા છોકરાઓ ૨૯૫ કે કુંવારી કન્યાઓ ૨૬૦ છે. અને બીજવર ૧૦૧ છે. હવે તેજ ટોટલમાં વેવાઈશાળ કરેલા છોકરાઓ ૨૦૫ છે. વેવાઈશાળ કરેલી કન્યાઓ ૨૩૫ છે. અને વેવાઇશાળ કરેલા બીજવર ૦ છે. હવે ઉપરના ટોટલમાંથી વેવાઇશાળ થયેલું ટોટલ બાદ કરતાં છોકરાઓ ૯૦ વધે છે. કન્યાઓ ૨૫ વધે છે. અને બીજવર ૭૧ વધે છે. હવે આ જગ્યાએ વધેલી કન્યાઓ છોકરાઓને આપવામાં આવે તો, તેમાં ૭૫ ઓછી છે. અને તેજ કન્યાઓ બીજવરને આપવામાં આવે તો તેમાં ૪૬ ઓછી છે. એટલે જેમાં એક પણ ટોટલ પુરૂં થઇ શકતું નથી. હવે કદાચ આ કન્યાઓ છોકરાઓને આપવામાં આવે તો બીજવરે શું કરવું અને બીજવરને આપવામાં આવે તો છોકરાઓએ શું કરવું. તે હું આપને પ્રશ્ન કરૂં છું.

**શુંદરલાલ**—શાબાસ મી. રમણલાલ તમે તો આજ મને એક નવું જ્ઞાન કરાવ્યું છે. હવે આપના પ્રશ્નનો પ્રત્યુતર આપવા અગાઉ હું એક આપને બીજો પ્રશ્ન કરૂં છું અને તે એજ કે બાકી વધેલા છોકરાઓની, કન્યાઓની, અને બીજવરની, શું ઉમર છે. તે મને મહેરબાની કરીને જણાવશો.

**રમણલાલ**—ઘણીજ ખુશીથી છોકરાઓની ઉમર ૧૫ થી ૨૦ વર્ષ સુધીની છે. કન્યાઓની ઉમર ૮ થી ૧૨ વર્ષ સુધીની છે. અને બીજવરની ઉમર ૨૦ થી ૩૫ વર્ષ સુધીની છે.

**શુંદરલાલ**—બસ ત્યારે આપના આ પ્રશ્નનો પ્રત્યુતર મ્હારાથી તો આપી શકાય તેમ નથી.

**રમણલાલ**—વારૂ, ત્યારે હું આપને બીજો પ્રશ્ન કરૂં છું. કે આ કન્યાઓનો હકદાર કોણ.

**શુંદરલાલ**—ન્યાય દૃષ્ટીએ જોવા જઇએ તો આ કન્યા-

ઓના હકદાર કુંવારા છોકરાઓજ થઇ શકે,

**રમણલાલ**—વારૂ, ત્યારે બીજવરને આ કન્યાઓ સાથે લગ્ન કરવાનો શું અધિકાર છે. ?

**શુંદરલાલ**—છે. પણ કન્યાઓ છોકરાઓને આપવા ઉપરાંત વધે તો; પણ આ જગ્યાએ કન્યાઓ ઓછી હોવાથી બીજવરને આ લગ્ન કરવાનો કાંઈ પણ અધિકાર નથી.

**રમણલાલ**—તો પછી બીજવરે શું કરવું તે હું આપને પ્રશ્ન કરૂં છું. ?

**શુંદરલાલ**—આ પ્રશ્નનો પ્રત્યુતર આપવા મ્હારૂં બુદ્ધી બળ તો કાંઈપણ કામ કરી શકતું નથી, માટે મહેરબાની કરીને તમેજ કહો કે બીજવરે શું કરવું.

**રમણલાલ**—પુનર્લગ્ન કરવું વિશેષ સારૂં છે.

**શુંદરલાલ**—કોની સાથે.

**રમણલાલ**—સમાજની વિધુર સ્રીઓ સાથે.

**ધનલક્ષ્મી**—રમણભાઇ આ શું બોલો છો.

**રમણલાલ**—માજી હું બરાબર બોલું છું.

**ધનલક્ષ્મી**—પણ એ તો જુલમ થાય.

**રમણલાલ**—જુલમ નહિં પણ કન્યા વિક્રયનો અટકાવ થાય, અને સમાજનો ઉદ્ધાર થાય.

**શુંદરલાલ**—તે કેવી રીતે.

**રમણલાલ**—તે એવી રીતે કે આપણી જ્ઞાતીમાં ૧૫ થી ૩૦ વર્ષ સુધીની વિધુર સ્રીઓ ૧૧૨ છે. હવે આ સ્રીઓનું બીજવર સાથે પુનર્લગ્ન કરવામાં આવે તો બીજવરને કન્યા વિક્રયની ક્રુરતાના તાબે થઇ, કન્યાના બાપને પેટપુર પૈસા આપી, કુંવારી કન્યા સાથે લગ્ન કરવાનું, અને કુંવારા છોકરાઓનો હક્ક છીનવી લેવાનું, કાંઇપણ કારણ રહેતું નથી એટલુંજ નહિં પણ હાલ જે જગ્યાએ જ્ઞાતીનું ટોટલ ૮૩૨ ઘરનું ગણવામાં આવે છે તેજ જગ્યાએ જો ૭૧ બીજવર પુનર્લગ્ન કરવા ભાગ્ય-

શાળી થાય તો તે ટોટલ ઉપરના ટોટલમાં ઉમેરતાં કુલ ટોટલ ૯૦૩ ઘરનું તો તુરત થવા સંભવ છે.

ગયા વિસ વર્ષ ઉપરના વસ્તી પત્રક મુજબ આપણી જ્ઞાતીનું ટોટલ જ્યારે ૯૩૦ ઘરનું ગણુવામાં આવ્યું હતું. ત્યારે મુસલમાન જ્ઞાતીનું ટોટલ ૪૧૦ ઘરનું થયું હતું. અને ગયા દસ વર્ષ ઉપર આપણું ટોટલ જ્યારે ૮૭૮ ઘરનું ગણુવામાં આવ્યું. ત્યારે મુસલમાનનું ટોટલ ૪૯૫ ઘરનું થયું હતું. અને ગયા માર્ચ માશમાં આપણું ટોટલ જ્યારે ૮૩૨ ઘરનું ગણુવામાં આવ્યું, ત્યારે મુસલમાનનું ટોટલ ૫૩૦ ઘરનું થયું, હવે આ ગણુત્રી મુજબ આપણી એકજ ગામની વસ્તીમાં અને આપણી એકજ હિંદુ જ્ઞાતિમાં જ્યારે આટલો મોટો ફેરફાર થવા પામ્યો છે. તો પછી ભારતના કુલ શહેરોની વસ્તીમાં કેટલો મોટો ફેરફાર થવા પામ્યો હશે. તેનો વિચાર કરવાનું કામ હું આપનેજ સોંપું છું.

**શુંદરલાલ**--ત્યારે આપણી જ્ઞાતીમાં આટલો મોટો ઘટાડો થવાનું શું કારણુ છે.

**રમણુલાલ**--માત્ર કન્યા વિક્રયની ક્રુરતાનું.

**શુંદરલાલ**—કેવી રીતે.

**રમણુલાલ**--હું આગળ જણુાવી ગયો છું કે કન્યાનો બાપ પેટપુર પૈસા લઇ કન્યાનું જાહેર લીલામ કરે છે. જેમાં વરરૂપી જવાહિર તપાસવાનું તેને કાંઇ પણુ કારણુ રહેતું નથી. એટલે આ મુજબનાં કેટલાંક લગ્નો, ચૅારીમાં રંડાપો આપવા જેવાંજ હોય છે. અને ઘણે ભાગે તેમજ થાય છે, જેનાથી ઘણી સ્ત્રીઓ પરિણુામે વિધુર સ્થિતિએ પહોંચે છે.

વળી આપણી જ્ઞાતીમાંના કેટલાક લોકો ઘરની સામન્ય સ્થિતિના લીધે જીવન પ્રર્યંત લગ્ન કરી શકતા નથી તેનું મુખ્ય કારણુ પણુ માત્ર ઉપરના અધમ રીવાજનું છે. એટલે આ સબંધમાં ઉપરની વિધુર સ્ત્રીઓ જેમ એક પછી એક ગત થતાં આપણું ટોટલ ઘટતું જાય છે. તેમ ઉપરના બ્રહ્મચારીઓ પણુ એક પછી

એક બિન લગ્ને ગત થતાં આપણા ટોટલમાં મોટો ઘટાડો થાય છે. તે સિવાય આપણી જ્ઞાતીમાં બાળ લગ્ન પણ વિશેષ થાય છે. તેનું પરિણામ પણ ઉપર જેવુંજ આવે છે. અને તેજ કારણસર ઉપરનું વસ્તી પત્રક આપણું ટોટલ કમી બતાવે છે.

વિશેષમાં આ વિધવાઓને પરાણે વૈધવ્ય પળાવવાથી પરિણામે મહાંન અત્યાચારો થાય છે. જેમાં ઘણીક સ્ત્રીઓ નિચ કોમના હલકા પુરૂષો સાથે ન્હાસી જાય છે. ધર્મભ્રષ્ટ થઈ વટલી જાય છે. યાત્રાના બાને અમુક સ્થાને જઈ બાળ હત્યા કરે છે. જીવતા બાળકને જમીનમાં દાટે છે. તુરંગમાં જાય છે. આત્મઘાત પણ કરે છે. અને આખીર માતા પિતાની આબરૂનું જાહેર લીલામ કરીને જીંદગી બરબાદ કરે છે. અને એ રીતે અસંખ્ય પાપનો પોટલો બાંધી નર્કમાં જવાનું સર્ટીફીકેટ મેળવે છે. તો પછી આ સબંધમાં આપણે વિચાર કરવો જોઈએ કે આપણે જીવદયા પ્રતિપાલ છીએ જનાવરને પણ રીબાતા બચાવીએ છીએ. કસાઇ પાસેથી ગાયો, બકરાં છોડાવીએ છીએ, પાંજરાપોળો બાંધીએ છીએ. બલ્કે જીવ રક્ષણ અર્થે આપણે આપણું જીવન યાહોમ કરીએ છીએ, તો પછી અહિં આપણાજ બાળકો આપણી બ્હેનો અને પુત્રીઓનાજ હાથે બે ગુન્હે માર્યાં જાય છે. જે સબંધમાં આપણે સમજવા અને જાણવા છતાં તેની કાંઈ પણ દરકાર લેવામાં આવતી નથી. બલ્કે આપણે આપણા અધમ રીવાજોથી મુકત થવા પ્રયત્ન કરતા નથી. તે કેટલી શરમ ભરેલી વાત છે. ખરેખર આપણા ભવિષ્યની આ એક માઠી દશાનુ પરિણામ સુચવે છે.

**શુંદરલાલ**—શાબાસ ભી. રમણલાલ આપના આ ભાશણે તો હદ વાળી છે. ખરેખર તમે મહારાપર મહાંન ઉપકાર કર્યો છે. બલ્કે મને સ્રષ્ટીનું નવું ભાન કરાવ્યું છે. આ સબંધમાં મને મ્હારા સુદ્ધ અંતઃકરણથી એટલું તો જરૂર કહેવું પડશે કે આપના ભાશણ મુજબનું વર્તન ચલાવનાર સ્ત્રીએ પોતાની સહીસલાસતી જાળવવાની ખાતર તેણે જાહેરમાં

સમાજના કોઈપણ યુવક સાથે પુનર્લગ્ન કરવું તે લાખ દરજ્જે શ્રેષ્ઠ છે.

**ધનલક્ષ્મી**--રમણભાઈ ત્યારે તમે પણ પુનર્લગ્ન કરવું ધાર્યું છે કે શું?

**રમણલાલ**--હા માજી ધાર્યું તો તેમજ છે. અને ઇશ્વરની કૃપા હશે તો તેમજ થશે.

**ધનલક્ષ્મી**--અરે પણ થશેજ કેમ, તે હું પ્રશ્ન કરૂં છું.

**રમણલાલ**--માજી તે પ્રશ્નનો પ્રત્યુતર ઇશ્વરની કૃપા હશે તો પુનર્લગ્ન કરીનેજ કહીશ.

**ધનલક્ષ્મી**--પણ ક્યાં કરશો તે તો કહેશો.

**રમણલાલ**--મદનપુરમાં.

સુંદરલાલ--મી, રમણલાલ તે તો બનવુંજ મુશકીલ છે

**રમણલાલ**--મ્હારા મહેરબાન તદન સહેલ છે.

**શુંદરલાલ**--કેવી રીતે.

**રમણલાલ**--આ પત્રો આવેલા છે. તેવી રીતે, (ખીસામાંથી પત્રોનું બંડલ બતાવતાં કહ્યું)

**શુંદરલાલ**--આ પત્રો ક્યાંથી આવેલા છે.

**રમણલાલ**--પુનર્લગ્ન ઈચ્છનાર વિધુર બાળાઓ તરફથી

**સુંદરલાલ**--પણ તે કેવી રીતે આવ્યા, (જરા અજાયબ થઈને પુછયું.)

**રમણલાલ**--મદનપુર વર્તમાન પત્રની ઑફીસ માર્ફત એટલે ગયા મે માસની તા. ૫ મી ના વર્તમાન પત્રમાં મે પુનર્લગ્ન કરવા બદલની એક જાહેર ખબર આપી હતી, જે સબંધમાં મને પુનર્લગ્ન ઇચ્છનાર બાળાઓ તરફથી લગભગ આ વીસ પત્રો, મલ્યા છે. એટલે આ પત્રો પૈકી કોઈપણ યોગ્ય બાળા સાથે મને પુનર્લગ્ન કરવામાં કાંઈપણ હરક્ત નથી

**શુંદરલાલ**--ત્યારે શું આ પત્રો મદનપુરનાજ છે.

**રમણુલાલ**—હાજી, એમાં પંદર મદનપુરના, ત્રણ રામપુરના, અને બે વિરમપુરના છે.

**શુંદરલાલ**—ત્યારે આ પત્રો માતા પિતાની મંજુરીથી લખવામાં આવ્યા હશે કે કેમ ?

**શુંદરલાલ—**મંજુરી સિવાય.

**શુંદરલાલ**—તો પછી આ બાળાઓ પુનર્લગ્ન કેવી રીતે કરસે.

**રમણુલાલ**—સ્વતંત્ર રીતે મર્યાદાનો ભોગ આપીને.

**શુંદરલાલ**—ખરેખર રમણુલાલ તેવી પુત્રીઓને પણ ધિક્કાર છે.

**રમણુલાલ**—નહિં સાહેબ, પરાણે વૈધવ્ય પળાવનાર માતા પિતાઓનેજ ધિક્કાર છે. કે જેઓ પુત્રીના રંગ ઢંગથી જાણીતા હોવા છતાં પણ તેનો યોગ્ય બંદોબસ્ત કરતા નથી.

**શુંદરલાલ**—પણ તેનો શું બંદોબસ્ત કરી શકાય.

**રમણુલાલ**—તેનું પુનર્લગ્ન કરવાનો.

**શુંદરલાલ**—પણ તે કામ સમાજનું છે.

**રમણુલાલ**—છે, પણ પુનર્લગ્ન રૂપી ગુન્હાનો જન્મ અપાયા બાદ સમાજ તેનો બંદોબસ્ત કરી શકે છે. એટલે પ્રથમથી તો નહિંજ.

**શુંદરલાલ**—તેનું શું કારણ.

**રમણુલાલ**—કારણ એજ કે જ્યારે એક કરતાં વધુ માણસો કાયદાનો ભંગ કરવા અગર નવી રૂઢીનો જન્મ આપવા તૈયાર થાય તોજ તેનો બંદોબસ્ત કરવાની ફરજ પડે છે. એટલે આ જગ્યાએ એક કરતાં વધુ ઉમેદવારો પુનર્લગ્ન રૂપી ગુન્હાનો જન્મ આપશે, અને એ રીતે જ્યારે કાયદાનો ભંગ થસે ત્યારેજ સમાજ તરફથી તેનો બંદોબસ્ત કરવામાં આવશે.

**શુંદરલાલ**—ત્યારે આપની માફક પુનર્લગ્ન કરનાર ઉમેદવારો કેટલા છે.

**રમણુલાલ**—લગભગ પંદરથી વીસ તો મોજુદ છે.

**શુંદરલાલ**—તો પછી આપને કાંઈપણ વાંધો નથી.

**ધનલક્ષ્મી**—રમણુભાઈ આવી રીતે પુનર્લગ્ન કરી હાંસીને પાત્ર થવું તે કરતાં પુનર્લગ્ન નહિં કરવું તે શું ખોટું છે.

**રમણુલાલ**—માજી સમજમાં ભુલ છે. હાંસીને પાત્ર થવા રૂપી ભયને અમલમાં મુંકી પુનર્લગ્ન નહિં કરવું, તે કરતાં પુનર્લગ્ન કરી હાંસીને પાત્ર થવું તે લાખ દરજજે શ્રેષ્ટ છે. કે જેમાં પરાણે વૈધવ્ય પાળતી અને કારાગ્રહ રૂપી સજા ભોગવતી હજારો બલ્કે લાખ્ખો સ્રીઓનો ઉદ્ધાર થવા સંભવ છે.

**ધનલક્ષ્મી**—તો પછી મ્હારી વિનંતી છે કે આપે મ્હારા મુકામ પર ફરીથી આવવું નહિં. કારણ કે તમારા આ ભાશણુથી અમને નુકશાન થવા સંભવ છે.

**રમણુલાલ**—ભલે માજી જેવી આપની આજ્ઞા.

**શુંદરલાલ**—અરે આ શું બોલે છે કાંઈ વિચાર પણુ કરતી નથી. ( શુંદરલાલે ધનલક્ષ્મી તરફ કરડી નજર કરીને કહ્યું. )

**ધનલક્ષ્મી**—એમાં શું વિચાર કરવો છે. જે વાત મને પસંદ નથી તે વાત મ્હારાથી સાંભળી શકાયજ કેમ.

**શુંદરલાલ**—તો પણુ ત્હારાથી અયોગ્ય વચનો તો બોલી શકાયજ કેમ, એમ ધમકી આપીને તેણે રમણુ તરફ દૃષ્ટી કરતાં કહ્યું.

રમણુભાઇ તેને બોલવાની ખબર નથી માટે માફ કરશો.

**રમણુલાલ**—મ્હારા મહેરબાન એમાં માફ કરવા જેવું કાંઇપણુ નથી. કારણુ કે આ તો હજુ પાશેરામાં પહેલી પોણી છે. એટલે માત્ર વાતોજ થાય છે. પણુ જ્યારે હું પુનર્લગ્ન કરવા ભાગ્યશાળી થઈશ, ત્યારે તેમના શબ્દો તો શું પણુ તે કરતાં પણુ હલકા શબ્દોની મ્હારા નામપર વૃષ્ટી થશે. અને તેનો મ્હારે અવશય સ્વીકાર કરવો પડસે. એટલે આ સબંધમાં

હું તો શું બલ્કે મહાન વિધ્વાનો પણ માનભંગ થઈ ચુક્યા છે. તો પછી આ જગ્યાએ મ્હારા જેવા સુવર્ક ગંભીર રૂપ ધારણ કરવું તેજ મ્હારી ફરજ છે.

શુંદરલાલ—ખરેખર આપનું આ વાક્ય પણ સત્ય છે.

રમણુલાલ—વારૂ સાહેબ રાત્રી વિશેષ થઇ છે. માટે રજા લઇશ, ( એમ કહી રમણ ઘર તરફ વિદાય થયો. )

## પ્રકરણ ૬ હું.

### શુંદરલાલનો વિચાર.

પ્રિય વાંચક રમણ ઘર તરફ વિદાય થયા બાદ અહિં સોએ શયન થવા તૈયારી કરી, ત્યાં ધનલક્ષ્મીએ ફરીથી પોતાનો ઉભરો ઉતારતાં શુંદરલાલ તરફ કરડી નજર કરીને તેને નીચે મુજબ પ્રશ્ન કર્યો.

ધનલક્ષ્મી—શું તમે પણ પુનર્લગ્નને પસંદ કરો છો. ?

શુંદરલાલ—ત્યારે તું શું ના પસંદ કરે છે.

ધનલક્ષ્મી—એક વખત નહિં પણ સાત વખત, જે આપણી જ્ઞાતીમાં થઇ શકતું નથી. તેને આપણે પસંદ કરી શકીએજ કેમ.

શુંદરલાલ—ત્યારે તે કાંઈ ઈન્સાફ નથી ન્યાય દૃષ્ટીએ પુનર્લગ્નને પસંદ કરવું તે આપણો ધર્મ છે.

ધનલક્ષ્મી—પણ તમે આગળની સતી સ્ત્રીઓ તરફ જરા દૃષ્ટી તો કરો, કે જેઓ માત્ર પતિનું પુજન કરીને પ્રભુ પદને પામી છે.

શુંદરલાલ—હું કબુલ કરૂં છું, પણ તેવી સ્ત્રીઓ હાલ છેજ ક્યાં, ક્યાં સતયુગ, અને ક્યાં કલયુગ, આજકાલ તો ઘેર ઘેર, કુલટાઓ બેઠી છે એટલે તેવી સ્ત્રીઓ માટે પુનર્લગ્ન શું ખોટું છે.

**ધનલક્ષ્મી**—પણ આ વાતો આપણને શું કામની છે

**શુંદરલાલ**—કામની તો દરેક જણને છે. કે જેમાં આપણું તો શું પણ આખી સૃષ્ટિનું હિત સમાએલું છે,

**ધનલક્ષ્મી**—પણ તેમાં આપણું તો અહિત સમાયેલું છે. તે તમે ક્યાં જાણો છો.

**શુંદરલાલ** તે વળી શું

**ધનલક્ષ્મી**—વિદ્યાગૌરી પુનર્લગ્ન ઈચ્છે છે.

**શુંદરલાલ**—તેં કેમ જાણ્યું.

**ધનલક્ષ્મી**—ગયા શુક્રવારે તેણે મ્હારી પાસે આ ઇતિહાસ સરૂ કર્યો હતો. જેમાં મને સ્પષ્ટ જણાવ્યું હતું કે હું પુનર્લગ્ન ઇચ્છું છું.

**શુંદરલાલ**—પછી તેં શું કહ્યું.

**ધનલક્ષ્મી**—મેં તેને સમજાવીને કહ્યું કે આપણી જ્ઞાતીમાં તે થઈ શકતું નથી. માટે તે આપણે માટે અયોગ્ય છે. ઉપરાંત તેને ધમકી આપીને શાંત કરી.

**શુંદરલાલ**—પણ તેને આ વિચાર ઉત્પન થવાનું શું કારણ હશે.

**ધનલક્ષ્મી**—તે કારણ મને તો રમણની જાહેરખબરનું જ દેખાય છે.

**શુંદરલાલ**—તો પછી તેણે રમણને પત્ર પણ જરૂર લખેલ હોવો જોઇએ.

**ધનલક્ષ્મી**—ત્યારે હું તો એમજ ધારૂં છું કે રમણે પણ તેજ કારણસર આપની મુલાકાત લીધેલ હોવી જોઇએ.

**શુંદરલાલ**—ત્યારે આ સબંધમાં આપણે શું કરવું જોઇએ.

**ધનલક્ષ્મી**—તે બહાર ન જઈ શકે તેવો બંદોબસ્ત કરવો જોઇએ.

**શુંદરલાલ**—ક્યાં સુધી.

**ધનલક્ષ્મી**—કાયમ સુધી.

**શુંદરલાલ**—કાયમ સુધી તેને બંધનની બેડીઓમાં ગિરફતાર કરવી, અને પરાણે વૈધવ્ય પળાવવું તે કરતાં તેનું પુનર્લગ્ન કરવું તે શું ખોટું છે.

**ધનલક્ષ્મી**—અરે આ શું બોલો છો.

**શુંદરલાલ**—હું બરાબર બોલું છું.

**ધનલક્ષ્મી**—પણ આપણી ઉંચ જ્ઞાતીને આ શોભે ખરૂં કે.

**શુંદરલાલ**—હું કબુલ કરૂં છું કે તે શોભે તો નહિં, પણ કરવું શું. સમયને માન આપવું તે આપણો ધર્મ છે.

**ધનલક્ષ્મી**—પણ સમયને માન આપવામાં મ્હારૂં શું થશે તે તમે જાણો છો.

**શુંદરલાલ**—ના તે તો કહે.

**ધનલક્ષ્મી**—ઝેર ખાઇને મરવાનું.

**શુંદરલાલ**—અરે આ શું બોલે છે.

**ધનલક્ષ્મી**—હું સત્ય બોલું છું.

**શુંદરલાલ**—તો પછી પરાણે વૈધવ્ય પળાવવામાં કાંઈ પણ અશમાની, સુલતાની થઈ તો મ્હારે પણ ઝેર ખાઈનેજ મરવું પડશે.

**ધનલક્ષ્મી**—પણ તેવો બનાવ બનવોજ મુશકીલ છે. કારણ કે ચોવીસે કલાક તે ઘરમાંજ હોય છે. વળી પ્રસંગોપાત હું બહાર જઉં તો પણ હું તેને સાથેજ રાખું છું. એટલે તે વિષે તમારે કાંઈ પણ ચિંતા કરવા જેવું નથી.

**શુંદરલાલ**—પણ કહ્યું છે કે ચોરની સો નજર અને શાહુકારની એક, તે કહેવત મુજબ તું તેનું કેટલું ધ્યાન રાખી, શકીશ તેજ મ્હારો પ્રશ્ન છે.

**ધનલક્ષ્મી**—પણ હું તો તેને ક્ષણભર પણ બહાર જવા દેનાર નથી પછી, શું વાંધો છે.

**શુંદરલાલ**—સમય અનુકૂળ હોય ત્યાંસુધી તો કાંઈપણ

વાંધો નથી પણ જ્યારે સમય પ્રતિકુલ આવે છે. ત્યારે તેવો વાંધો તો પ્રાણ ત્યાગ કરાવે છે. વળી તેવા કેટલાક દાખલાઓ પણ આપણી જ્ઞાતીમાં થઈ ચુક્યા છે. કે જેનું આ જગ્યાએ વર્ણન થવું પણ મુશકીલ છે. એટલે આ સબંધમાં આપણે વિચાર કરવો જોઈએ કે જંગલના વિકાળ સિંહને ઘરમાં પાળવાનું જે જોખમ છે તે કરતાં હજાર ગણું જોખમ યુવાન પુત્રીને ઘરમાં રાખવાનું છે. એટલે આવું જોખમ વ્હોરીને જીવન ઉપાધિમય વ્યતિત કરવું તે કરતાં તેનું પુનર્લગ્ન કરવું તે લાખ દરજજે શ્રેષ્ટ છે.

**ધનલક્ષ્મી**—પુત્રીનો જન્મ આપીને મે હજારો સંકટ અને ઉપાધિ સહન કરી છે; કરૂં છું. અને હજુ પણ કરવા તૈયાર છું પણ તેનું પુનર્લગ્ન કરવા હું ખરેખર લાચાર છું.

**શુંદરલાલ**—અરે, પણ જેના મસ્તકમાં પુનર્લગ્ન રૂપી અંકુરોએ જન્મ આપ્યો છે, જેના રદય પટમાં પણ તેજ વિચારોએ સ્થાન કર્યું છે. તેવી કુલમાં કલંક લગાડનાર આ પુત્રીને તું ઘરમાં ક્યાંસુધી સાચવી શકીશ ?

**ધનલક્ષ્મી**—જીવન પ્રર્યંત.

**શુંદરલાલ**—શું તું જીવન પ્રર્યંત સાચવી શકીશ ?

**ધનલક્ષ્મી**—હા.

**શુંદરલાલ**—ખરેખર ત્હારી આ જીદ મ્હારા ભવિષ્યની માઠી દશાનું પરિણામ સુચવે છે, અરે જેને મહાંન સત્તાધારી પણ સાચવી શકવા સમર્થ નથી, તેને તું શું સાચવી શકનાર હતી ? તું સાચવી શકી હોત તો તે રમણને પત્ર પણ લખી શક્ત નહિં. બલ્કે ભવિષ્યમાં પુનર્લગ્ન કરવાનો વિચાર પણ કરી શક્ત નહિ. ત્હારી એ દરકારીનું તો આ પરિણામ છે. છતાં હજુ પણ તું વિચાર કરતી નથી. તે કેટલું દીલગીર થવા જેવું છે. કહ્યું છે કે.

નારી નિચ સ્વભાવ, અજીત નવ જાય હારી;
પર પુરૂષ શું મગ્ન, મરદને નાંખે મારી.
વિહવલ ચિત મંનમદન, રૂદન કરતી વણુ વાંકે,
સાચી કોઈ ન દીઠ, જુઠુ અતિ આડે આંકે.
શીખામણ તેની સાંભળી, મંનમાં તુરત નમાનીએ;
કહેવાયછે શહાણી ઘણી, પણ પ્રેમદા મતીપાનીએ.

તે મુજબ ભલે તું શહાણી યા સર્વગુણ સંપન્ન હોવાનો દાવો ધરાવતી હો તોપણ મ્હારે કહેવું જોઈએ કે તું આખીર સ્ત્રી જાતી છે. એટલે ત્હારા પર ભરૂપોં મુંકીને મ્હારે પુત્રીની દલીલને વિસર્જન કરવી તે મ્હારા જેવા વિદ્વાન પુરૂષની વિદ્વતાને ખાંમી સુચવનારૂં અને ભવિષ્યમાં એબ લગાડનારૂં છે માટે આ સબંધનો હજુપણ જો તું વિચાર કરીશ તો તને સ્પષ્ટ સમજાશે કે પુત્રીનું પુનર્લગ્ન કરવામાંજ આપણું હિત સમાએલું છે.

રાત્રી વિશેષ થઇ હતી એટલે બંને પાત્રોએ પોતાના ભાશણથી સમાપ્તી કરીને શયનગ્રહ કર્યું.

પ્રિય વાંચક હવે આપણે વિદ્યાગોરી તરફ દ્રષ્ટી કરીએ. અહિં તે પોતાના દીવાનખાનામાં હજુ જાગ્રત છે. જેણે આજ રમણનું અને ત્યારબાદ પોતાના માતા પિતાનું અથથી તે ઇતિ સુધીનુ ભાશણ સાંભળીને એક નવું જીવન પ્રાપ્ત કર્યું છે. એટલુંજ નહિં પણ ભવિષ્યમાં તેને તેના આ કાર્યમાં તેના પિતા એક મદદ રૂપ થઈ પડશે તેવી તેને આજ પુરેપુરી ખાત્રી થતાં તેના હર્સનો તો કાંઈ પાર રહ્યો નથી. અને તે એટલે સુધી કે જાણે તેનુ આજેજ પુનર્લગ્ન થયું હોય, તેટલો આનંદ માનતી લગભગ મધ્ય રાત્રીના શુમારે તે મનમાં બોલવા લાગી કે પ્રિય રમણ તને ધન્ય છે. તેં ત્હારી વિદ્વતાનો આજ ખરેખરો ઉપ્યોગ કર્યો છે. એટલુંજ નહિં પણ શુંદરલાલ જેવા મ્હારા પિતાને તેં ત્હારી યોગ્ય બુદ્ધી વડે પુનર્લગ્ન શ્રેષ્ટ હોવાનું કબુલ

કરાવ્યું છે. બલ્કે તેના રહૃદયમાં મ્હારૂં પુનર્લગ્ન કરવા વિષેની એક જાગ્રત છાપ પાડી છે. ખરેખર તેં ત્હારો આજનો સમય મ્હારા માટે તો શું પણ મ્હારા જેવી અસંખ્ય દુ:ખી બાળાઓનો ઉદ્ધાર કરવા માટે વ્યતિત કર્યો છે, બલ્કે ત્હારૂં જીવન શફલ કર્યું છે. ખરેખર તને હજારો બલ્કે લાખો ધન્ય છે. એમ બોલતી આ બાળાએ મોડી રાત્રે શયનગ્રહ કર્યું.

મી. રમણે પણ ઘેર ગયાબાદ શયન થવા તૈયારી કરી પણ તેને આજના આ ભાશણે હજારો વિચારોના વમળમાં ગુંથાવી મુકયો હતો. એટલે તેને નિંદ્રા તો આવેજ કેમ, અહિં તે તેજ વિચાર કરતો મનમાં બોલવા લાગ્યો કે વિદ્યાગૌરી મે મ્હારી ફરજ આજ પુરેપુરી બજાવી છે. એટલુંજ નહિ પણ શુંદરલાલના રહૃદયપટમાં મ્હારા આ ભાશણે એક ઉંડી છાપ પાડી છે. જો કે ધનલક્ષ્મીએ આ ભાશણ એક કંટાળા રૂપ ગણ્યું હશે, અને મ્હારા પ્રત્યે તેનો અભાવ પણ થયો હશે. અને તેજ કારણસર તેણે મને ફરી નહિં આવવા સુચવ્યું હશે. પણ ફિકર નહિં મને તો ઘરના મુખ્ય નાયક તરફ ધ્યાંન ખેચવાનું હતું. અને તેમાં હું ફતેહમદ થયો છું. તેજ મ્હારૂં અહોભાગ્ય છે. એમ વિચાર કરતો તે પણ મોડી રાત્રે શયન થયો. અસ્તુ.



## પ્રકરણ ૭ મું.

### લલીતાની સલાહ.

પ્રિય વાંચક શુંદરલાલ પ્રત્યે રમણનું ભાશણ થયે લગભગ બે માશ જેટલો સમય પસાર થયો. ત્યાં સુધીમાં હજુ આ બાળા પુનર્લગ્ન કરવા ભાગ્યશાળી થઇ શકી નથી. જોકે તેના પિતાએ તેની તરફદારીનો સત્ય ભોગ આપી ધનલક્ષ્મીને સમજાવવામાં કાંઇપણ કચાસ રાખી નથી, પણ તેણે તો પુત્રીના

ભવિષ્યનો કાંઇપણ વિચાર કર્યા સિવાય તેનું પુનર્લગ્ન નહિં કરવા રૂપી માત્ર એકજ જ્ઞાન પકડયું હતું. એટલે વિદ્યાગૌરીએ પુનર્લગ્ન કેવી રીતે કરવું તેજ વિચારોમાં હજુ તે પોતાનું જીવન વ્યતિત કરે છે. એક વખત તે પોતાના દીવાનખાનામાં તેજ વિચાર કરતી એક પલંગપર બેઠી હતી. એટલામાં લલીતાએ ઘરમાં પ્રવેશ કરતાં પુછયું, કેમ બ્હેન શું વિચાર કરેછે. એટલે તેણે તેનો સત્કાર કરતાં નિચે મુજબ કહ્યું.

જીવન મ્હારૂં વહી જાય, અંતરમાં આગ તે થાય,
પુનર્લગ્ન જો નહિં થાય, નિશ્ચયે મ્હારૂં મૃત્યુ થાય.

પ્રત્યુતર.

થવાનું તે થવા દેને, થવાનું જે હશે તેને;
હિંમત ત્હારી નહિં ખોને, હિંમત હારી નહિં રોને.

બ્હેન આવી રીતે રોવાથી યા હિંમત હારવાથી તો કાંઇ પણ વળવાનું નથી, પણ આ જગ્યાએ તો પ્રયત્ન કરવાની જરૂર છે, કે જેનાથી દરેક કાર્ય સિદ્ધ થઇ શકે છે. અને તેજ આપણું કર્તવ્ય છે.

**વિદ્યાગૌરી**—બ્હેન પ્રયત્ન કરવામાં તો મેં કાંઇપણ બાકી રાખી નથી. પણ હજુસુધી તે સર્વ મ્હારી માતાના અભાવે કરીને પત્થર પર પાણી રેડવા જેવું થયું છે. એટલે હવે મ્હારે પુનર્લગ્ન કેવી રીતે કરવું તેજ એક મહત્વનો પ્રશ્ન છે.

**લલીતા**—ત્યારે આ સબંધમાં ત્હારા પિતાનો શું વિચારછે.

**વિદ્યાગૌરી**—તેમનો વિચાર તો મ્હારૂં પુનર્લગ્ન કરવાનોજ છે.

**લલીતા**—તો પછી તને શું વાંધો છે. ત્હારી માતા તો બે ઘડી રકજક કરીનેજ બેસી રહેશે. જેમાં તેનું કાંઇપણ ચાલવાનું નથી.

**વિદ્યાગૌરી**—પણ તે તો એમજ કહે છે કે હું ઝેર ખાઇને મરીશ.

**લલીતા**—વ્હેન ઝેર ખાઇને મરવું કાંઈ સહેલ નથી એ તો માત્ર વાતો થાય છે.

**વિદ્યાગૌરી**—પણ તે વાતો સત્ય થાય, તો પછી બાકી શું રહે.

**લલીતા**—પણ તેવા વિચારોને સ્થાન આપવું તેજ ત્હારૂં નિર્માલ્યપણું છે, મ્હારી તો એજ સલાહ છે કે ત્હારે ત્હારા પિતાની મંજુરી મેળવીને જેમ બને તેમ તુરતમાં પુનર્લગ્ન કરવું અને ત્યારબાદ ત્હારી માતા પાસે ક્ષમા યાચવી, એટલે ભવિષ્યમાં કાંઇપણ વિઘ્ન થવા પામશે નહિ.

**વિદ્યાગૌરી**—પણ આ વાત પિતાને કહી શકાયજ કેમ.

**લલીતા**—તો પછી પુનર્લગ્ન પણ કરી શકાયજ કેમ ? વ્હેન સ્વજાતિનો ભોગ આપ્યા સિવાય અને બે ઘડી મર્યાદાને વિસર્જન કર્યા સિવાય આ કાર્ય થઇ શકે ખરૂં કે. ?

**વિદ્યાગૌરી**—તે તો નહિંજ થઇ શકે.

**લલીતા**—તો પછી ત્હારે માટે તો આ એકજ રસ્તો છે. કે પિતાની મંજુરી મેળવીને તુરત પુનર્લગ્ન કરવું. પછી જે થશે તે જોઇ લેવાશે.

**વિદ્યાગૌરી**—ભલે વ્હેન ત્હારી આ સલાહનો હું સ્વીકાર કરૂં છું, અને આજેજ આ વાત મ્હારા પિતાને નિવેદન કરૂં છું.

**લલીતા**—વારૂ વ્હેન હવે હુ રજા લઇશ. ( એમ કહી તે વિદાય થઇ. )

---

## પ્રકરણ ૮ મું.

### શું આ જેલ છે.

પ્રિય વાંચક વિદ્યાગૌરીએ લલીતાની સલાહ મુજબ આ વાત પિતાને નિવેદન કરવાનો વિચાર તો કર્યો. પણ માતાની હાજરીમાં તેણે તે વાત કેવી રીતે કરવી તેજ વિચારમાં તેણે લગભગ એક માસ જેટલો સમય પસાર કર્યો. એક દીવસ તે

પોતાના દીવાનખાનામાં ફરી તેજ વિચાર કરતી અને તે વિષે નિચે મુજબ ગીત ગાતી એક પલંગપર બેઠી હતી.

ગઝલ.

શું આ જેલ ઘરદારી, કે શું આ છે જુલમ ભારી;
પરાણે વૈધવ્યને પાળી, ભોગવવી આ ગિરફતારી,
હશે જે જેલ સરકારી, વસે છે ત્યાં ગુન્હેગારી,
નથી આ જેલ સરકારી. નથી હું કઇ જુલમગારી.
નથી મ્હારી ગુન્હેગારો, છતાં આ જેલ ઘરદારી;
જુલમ આ છે બહુભારી, [illegible] હું હવે હારી.
પિતાએ વાત સ્વીકારી, [illegible]માં મ્હારી તરફ દારી;
છતાંજનની કરે મ્હારી, [illegible] આ જીંદગી ખારી.
થઉં હું કેમ ઘરબારી, લઉં હું કેમ સ્વીકારી,
કરૂં તેની જો તૈયારી, છુટે મ્હારી ગિરફતારી.
ગુજારૂં જીંદગી મ્હારી, સુખેથી શાંત કરનારી,
પુનર્લગ્નને સ્વીકારી, તજું આ જેલ ઘરદારી.

**ધનલક્ષ્મી**—શુ પુનર્લગ્ન કરવાનો અને ઘરદારી જેલ તજવાનો વિચાર કરે છે, અરે ઓ નાદાન પુત્રી તને આજ પ્રર્યંત હું સમજાવીને બેજાર થઈ ચુકી છું. છતાં હજુ પણ તું તેજ વિચાર કરે છે. ( ધનલક્ષ્મીએ પુત્રીનું ગાયન બાજુના એકાંત રૂમમાં સાંભળ્યા બાદ તુરતજ તેની પાસે આવીને ઉપર મુજબ ભાશણ કર્યું. )

**વિદ્યાગૌરી**—હા, માજી વિચાર તો તેજ કરૂં છું કે પરમાત્મા મને આ જેલથી મુક્ત કરો.

**ધનલક્ષ્મી**—શું આ જેલ છે. ?

**વિદ્યાગૌરી**—બેશક, મ્હારા જેવી વિધુર બાળા માટે આ મહેલ નહિ પણ ખરેખર જેલ છે, કે જ્યાં બંધનની બેડીઓમાં પરાણે વૈધવ્ય પાળતી આ નિરપરાધી બાળા બે ગુન્હે સજા ભોગવે છે.

**ધનલક્ષ્મી**—અરે ઓ નિચ કુલટા ત્હારા જેવી તો હજારો બલ્કે લાખો હિન્દુ બાળાઓ ઘરના ખુણે વૈધવ્ય પાળે છે, અને પોતાનું દુઃખી જીવન જેમ તેમ વ્યતિત કરે છે. કે જેઓ સ્વપ્ને પણ ત્હારા જેવા અવળા વિચારોને સ્થાન આપતી નથી.

**વિદ્યાગૌરી**—મ્હારા જેવા વિચારોને સ્થાન આપતી નથી ત્યારેજ તેઓ છુપી અનિતીનો ભોગ આપી જીંદગી બરબાદ કરે છે.

**ધનલક્ષ્મી**—અરે ઓ નીચ પુત્રી તને હું હજુ પણ જણાવું છું કે ત્હારા આ વિચારોને તું સત્વર ત્યાગ કર, જેમાં ત્હારૂં અને મ્હારૂં કલ્યાણ સમાયેલું છે. મ્હારી હાજરીમાં તું કોઇ પણ રીતે પુનર્લગ્ન કરી શકનાર નથી, એટલુંજ નહિં પણ જ્યાં સુધી તું ત્હારા આ વિચારોને વિસર્જન નહિં કરે ત્યાં સુધી યાદ રાખજે કે હું ત્હારા માટે હજુ પણ સકત બંદોબસ્ત કરીશ ( એમ ધમકી આપીને ધનલક્ષ્મી વિદાય થઇ. )

પ્રિય વાંચક ધનલક્ષ્મી વિદાય થયા બાદ વિદ્યાગૌરી પોતાના ભવિષ્યનો વિચાર કરતી અને માતાના આખીરના શબ્દોનું ધ્યાંન કરતી મંનમાં બોલવા લાગી કે શું આ માતા છે કે મ્હારૂં સત્યાનાશ કરનારી દુષ્ટા છે. શું હજુ પણ તું મને સકત સજા કરવા ઇચ્છે છે, શું તું મને નિતીનોભંગ કરવા મદદ કરે છે, તો પછી હું આજેજ તૈયાર છું ભલે મ્હારૂં જોઇએ તેમ થાય, હું સુખી થઉં યા દુઃખી થઉં, તેની મને કાંઇ પણ દરકાર નથી. પણ મને તો માત્ર મ્હારા પ્રિય રમણનીજ જરૂર છે શું તે મ્હારૂં ભાન ભુલી જશે. શુ તે મને વીસારી મુંકશે. શું તે મ્હારો ત્યાગ કરશે, તો પછી શું હું ત્યાંથી પાછી ફરીશ, અરે તેના નામની કફની ધારણ કરી જંગલો જંગલ ફરીશ અને તેનું સ્મરણ કરીને જીંદગી ખતમ કરીશ. આમ વિચાર કરતી અને રાત્રી દેવીને સ્મરતી તે એક પલંગ પર જાગ્રત સ્થિતિમાં પડી હતી, જેણે શાંયકાળના ભોજનનો

પણ સદંતર ત્યાગ કર્યો હતો. આ વિષેની શુંદરલાલને ખબર થતાં તેણે ધનલક્ષ્મીને પુછયું, એટલે તેણે જણાવ્યું કે તેની તબીયત સારી નહિં હોવાથી તે ભોજનનો અસ્વીકાર કરે છે. એમ સમજાવીને બંને પાત્રોએ સાંજનું વાળુ કર્યું અને સમય થતાં શયનગ્રહ કર્યું. અસ્તુ.

---

## પ્રકરણ ૯ મુ.

---

### નિતીનો ભંગ

પ્રિય વાંચક વિદ્યાગૌરીની મનોવૃતિમાં આજ આટલો મોટો ફેરફાર થવા પામ્યો હોય તો તેનુ મુખ્ય કારણ તેની માતાના રૂવાબદાર ભાશણુંજ છે કે જેના બે હદ દબાણથી અને ત્રાસથી આજ આ બાળાં નિતીનો ભગ કરવા તૈયાર થઇ છે, લગભગ રાત્રીના બાર વાગ્યાનો શુમાર થયો હશે. આ વખતે તેણે ઘરદારી જેલ તજવાનો, અને રમણની મુલાકાત લેવાનો દ્રઢ નિશ્ચયે કરીને ઘરના પાછલા ભાગની એક બારીના કઠેરાને દોરડું બાંધી તે આધારે તે નીચે ઉતરી. અને સપાટાબંધ રમણના ઘર તરફ વિદાય થઈ આ વખતે રમણ શયનગ્રહ થયેલો હતો તેના પલંગ પાસેના એક સ્ટુલપર પડેલી બત્તી ઘરના અંધકારને ઝીણો પ્રકાશ આપતી હતી, વિદ્યાગોરીએ અહિં આવ્યા બાદ તેણે રમણને જાગ્રત કરવા માટે બહારની બાજુથી નાજુક અને મધુર સ્વરે અવાજ કર્યો, આ ધ્વનિ રમણના કર્ણપટ પર પહોંચતાં કોણ છે. એમ બોલતો, અને કોણ આવ્યું હશે, એમ વિચાર કરતો, ઉભો થયો, અને તુરતજ બારણા નજીક આવી ઉભો, અને ઉભા રહો ખોલું છું. એમ કહી બારણું ઉઘાડયું. આ વખતે તેણે અંદરના પ્રકાશ વાટે દ્રષ્ટી કરતાં એકાએક અજાયબ થઈને પુછયું. કોણ વિદ્યાગૌરી. ? એટલે તેણે તેની મુલાકાત લેતાં અને ઘરમાં પ્રવેશ કરતાં કહ્યું. હાજી હું આપની પાસે આવી છું એમ

કહી તેણે પલંગ પાસે પડેલા એક કોચપર બેઠક લીધી, અને ત્યારબાદ પોતાની સર્વ હકીકત સંક્ષેપમાં કહી સંભળાવી એટલે રમણે તેને નીચે મુજબ કહ્યું,

**રમણલાલ**—અરે શું ધનલક્ષ્મીનું કઠોર હૃદય હજુ પણ પિગળ્યું નથી, ખરેખર આજ પર્યંત તું પુનર્લગ્ન કરવા ભાગ્યશાળી ન થઈ શકી હોય તો તેનું મુખ્ય કારણ માત્ર ત્હારી માતાનુજ છે.

**વિદ્યાગૌરી**—ત્યારે તેજ કારણસર મને તેનો ત્યાગ કરવાની અને આપનો આશ્રય લેવાની ફરજ પડી છે.

**રમણલાલ**—પણ હું તને શુ આશ્રય આપી શકીશ.

**વિદ્યાગૌરી**—આપની સાથે રાખવાનો.

**રમણલાલ**—પણ ત્હારા માતા પિતાની મંજુરી સિવાય અને ત્હારૂં મ્હારી સાથે લગ્ન થયા સિવાય હુ તને કેવી રીતે રાખી શકું,

**વિદ્યાગૌરી**—પ્રિય રમણ આજકાલ કરતાં આપની જાહેર ખબરને, અને તે સબંધમાં મ્હારો આપની સાથે પત્ર વ્યવહાર થયાને લગભગ ચાર માસ જેટલો સમય પસાર થયો, જેમાં હજુ સુધી હું મ્હારા માતા પિતાની મંજુરી મેળવી શકી નથી તો પછી ભવિષ્યમાં મ્હારે તેઓની આશા પર અને સાથે મ્હારા ભરૂંષાપર ક્યાંસુધી રહેવું. તેજ એક મહત્વનો પ્રશ્ન છે. જો કે મ્હારા પિતા મ્હારૂં લગ્ન કરવા બે ધડક તૈયાર છે. પણ મ્હારી માતા તે વિષે તદન વિરૂદ્ધ હોવાથી આ કમનસીબ બાળા કોઇપણ રીતે તેઓની મંજુરી મેળવીને લગ્ન કરી શકે તેમ નથી. એટલે આ જગ્યાએ હું મ્હારા ભવિષ્યની સહીસલામતીની ખાતર મ્હારી સ્વતંત્ર સત્તાનો ભોગ આપીને મ્હારા સુદ્ધ અંતઃકરણ પુર્વક આપની સાથે પુનર્લગ્ન કરવા તૈયાર છું. તો પછી આપને મ્હારા પ્રેમનો સ્વીકાર કરવામાં અને મને આપની સાથે રાખવામાં કાંઇપણ વાંધો નથી.

**રમણુલાલ**—વાંધો તો છે. અને તે એજ કે આવી રીતે ખાંનગી કરવામાં આવેલ લગ્ન સાક્ષી નહિં હોવાના સબબે ખોટું ગણાય છે. અને તેજ કારણસર હું તેનો અસ્વીકાર કરૂં છું.

**વિદ્યાગૌરી**—પ્રિય રમણ આ જગ્યાએ અંતરિક્ષ દેવની સાક્ષી હોવાથી અને કાયદા મુજબ મ્હારી યોગ્ય ઉમર થવાથી તે કદી પણ ખોટું ગણાશે નહિં. વળી હું આપને પ્રતિજ્ઞા પુર્વક જણાવું છું કે.

જગત ચક્ર ભલે અટકી પડે, સરીરને ગ્રહ વાયુ ભલે ખડે;
ઘર કરે સરીતા જઈ સાગરે, પણ પતિ પરણી ન સતી ફરે.

તે મુજબ હું આપની સાથે પ્રેમથી વરી ચુકી છું. અને આજ મ્હારા સુદ્ધ અંતઃકરણ પુર્વક લગ્ન ગાંઠથી વરૂં છુ. ( એમ કહી તેણે રમણનો હસ્ત મેળાપ કર્યો. )

**રમણુલાલ**—ભલે, જ્યારે ત્હારી આમજ ઇચ્છા છે તો પછી હું પણ ત્હારો ભરૂષો રાખીને મ્હારા સુદ્ધ અંતઃકરણ પુર્વક ત્હારી સાથે પુનર્લગ્ન કરૂં છું. ( રમણે તેના પ્રેમનો સત્કાર કરતાં કહ્યું. )

**વિદ્યાગૌરી**—પ્રિય રમણ ભરૂષો તો શું પણ જાઓ મ્હારૂં વચન છે. ( વચન આપતાં કહ્યું. )

**રમણુલાલ**—ભલે ત્હારા આ વચનનો હું સ્વીકાર કરૂં છું. પણ આ જગ્યાએ ત્હારે પણ મ્હારૂં વચન માન્ય કરવું પડશે.

**વિદ્યાગૌરી**—તે વળી શું.

**રમણુલાલ**—તે એજ કે ત્હારા પિતા સાથે મ્હારો સારો સબંધ છે. વળી તેં તેઓની મંજુરી સિવાય અહિં હાજરી આપી છે. એટલે તે બંને તરફનો વિચાર કરીને તને આ વખતે ત્હારા મુકામ પર જવું તે વિષેશ સારૂં છે. કે જેમાં ત્હારી અને મ્હારી આબરૂનો બચાવ થવા સંભવ છે.

**વિદ્યાગૌરી**—ત્યારે શું ફરીથી મ્હારે ઘરદારી જેલનો સ્વીકાર કરવો. ?

**રમણુલાલ**—બેશક મ્હારી સલાહ છે કે થોડી મુદત સુધી ત્હારે ત્યાંજ રહેવું અને ત્યારબાદ ત્હારા પિતાની મંજુરી મેળવીને મ્હારી સાથે લગ્ન કરવું.

**વિદ્યાગૌરી**—પણ મ્હારે મંજુરી કેવી રીતે મેળવવી તે હું આપને પુછું છું.

**રમણુલાલ**—ત્હારો સત્ય 'અહેવાલ ત્હારા પિતાને રોશન કરીને.

**વિદ્યાગૌરી**—પણ હું તો તેમને મ્હારી માતાના અભાવે કરીને એક શબ્દ સરખો પણ કહી શક્તિ નથી. તો પછી મંજુરી તો મેળવી શકાયજ કેમ.

**રમણુલાલ**—તો પછી ત્હારી મોટી ભુલ છે. જ્યાં સુધી ત્હારી આ હકીકત તેમને રોશન થઈ શકે નહિં. ત્યાં સુધી તેઓ ત્હારૂં પુનર્લગ્ન કેવી રીતે કરી શકે. ?

**વિદ્યાગૌરી**—તે તો નહિંજ કરી શકે.

**રમણુલાલ**—ત્યારે તેજ કારણસર હું તને સલાહ આપું છું કે ત્હારે ત્હારી માતાની હાજરીમાં બે ઘડી મર્યાદાને વિસર્જન કરીને ત્હારો સત્ય અહેવાલ તેમને નિવેદન કરવો અને તેઓની મંજુરી મેળવીને જેમ બને તેમ તુરતમાં મ્હારી સાથે લગ્ન કરવું.

**વિદ્યાગૌરી**—પણ તેમાં હું ફતેહમંદ ન થઈ શકી તો પછી મ્હારે શું કરવું.

**રમણુલાલ**—મ્હારી ખાત્રી છે કે તેમાં તું સૉએ સો ટકા ફતેહમંદ થઇશ પણ કદાચ ન થઈ શકી તો પછી ત્હારે તુરતજ મને પત્ર લખી ખબર આપવી, એટલે હું તેનો યોગ્ય બંદોબસ્ત કરીશ.

**વિદ્યાગૌરી**—પત્ર લખવામાં તો મને કાંઇ પણ વાંધો નથી. પણ આપનો આવેલ પત્ર મ્હારે કેમ મેળવવો તેજ મ્હારો પ્રશ્ન છે.

**રમણુલાલ**—કેમ તેમાં શું વાંધો છે.

**વિદ્યાગૌરી**—મ્હારી માતાનો.

**રમણુલાલ**—જો એમજ છે તો પછી ત્હારા દરેક પત્રો હું લલીતાના સીરનામે મોકલીશ એટલે તે તને પહોંચતા કરશે.

**વિદ્યાગૌરી**—ઠીક ત્યારે હમણાં તો તેજ અનુકૂળ છે.

**રમણુલાલ**—બસ ત્યારે હું તેમ કરીશ.

**વિદ્યાગૌરી**—ભલે હવે હું આપની સલાહ મુજબ રજા લઉં છું. અને મ્હારાથી બનતો પ્રયત્ન કરૂં છું, અને આશા રાખું છું કે આપ પણ બની શકે તે તુરતમાંજ કરશો.

**રમણુલાલ**—તે વિષે તું કાંઇપણ ચિંતા રાખીશ નહિં પરમ કૃપાળુ પરમાત્મા સહાય હશે તો તે કામ હું તુરતમાંજ કરીશ. પણ મ્હારી સલાહ મુજબ તું ત્હારો સત્ય અહેવાલ ત્હારા પિતાને રોશન કરવામાં બીલકુલ ગભરાઇશિ નહિં. કહ્યું છે કે હિંમતે મર્દા તો મદદે પરમાત્મા તે મુજબ તું હિંમત રાખીને આગળ વધીશ તોજ આ કાર્યમાં ફતેહમંદ થઇશ.:

**વિદ્યાગૌરી**—ભલે હવે હું રજા લઇશ.

એમ કહી તે રમણને આખીરનું વંદન કરતી ઘર તરફ વિદાય થઇ જ્યાં પહોંચ્યા બાદ તેણે તેજ દોરડા વાટે સપાટાબંધ દીવાનખાનામાં પ્રવેશ કર્યો અને ત્યારબાદ તુરતજ શયનગૃહ કર્યું.

પ્રિય વાંચક આજ મધ્ય રાત્રીના શુમારે આ બાળા એક ચોરની મીશાલ રમણની મુલાકાત લઈ બલ્કે તેની સાથે છુપી અનિતીનો ભોગ આપી મોડી રાત્રે ઘર તરફ પાછી ફરી હોય તો તેનું મુખ્ય કારણ માત્ર ધનલક્ષ્મીના રૂવાબદાર ભાષણનુંજ છે. જોકે તેઓ બંને પાત્રો તો હજુ તેજ સ્થિતિમાં શયન થયેલાં હતાં, એટલે તેઓને વિદ્યાગૌરી તરફનું કાંઇપણ ભાન થવા પામ્યું નથી ખરેખર આ મુજબ પુત્રીને પરાણે વૈધવ્ય પળાવનાર માતા પિતાઓને પણ ધન્ય છે. વારૂ હવે આગળ શું થાય છે તે જોઇએ.

# પ્રકરણ ૧૦ મું.

## રંગમાં ભંગ.

પ્રિય વાંચક અહિં જેમ વિદ્યાગૌરીએ રમણની સલાહ મુજબ પોતાનો સત્ય અહેવાલ પિતાને રોશન કરવાનો વિચાર કર્યો, તેમ ધનલક્ષ્મીએ પણ તેને સકત બંદોબસ્તમાં રાખવાનો નિશ્ચયે કર્યો હતો, અને તે મુજબ તે તેના પર સત્તા ચલાવીને તેને તાબામાં રાખવા પ્રયત્ન કરતી હતી. એટલે આવા ગંભીર સમય પર વિદ્યાગૌરીએ પોતાનો અહેવાલ પિતાને કેવી રીતે રોશન કરવો તેજ વિચારમાં તેણે લગભગ બે માસ જેટલો સમય પસાર કર્યો, એક દિવસ તે પોતાના દિવાનખાનામાં ફરી તેજ વિચાર કરતી એક પલગ પર બેઠી હતી, તેની મુખ મુદ્રા તદન લેવાઈ ગઇ હતી. ઘડીમાં ઉભી થઈ આડું અવળું જોતી હતી, અને ઘડીમાં અશ્રુપાત રૂદન કરતી હતી. આ વખતે તે જરા સાવધ થઇને મનમાં વિચાર કરતી બોલી, ત્યારે શું માતાની સત્તા હેઠળ રહીને જીવન વ્યતિત કરવું, શું રમણની સલાહને વિસર્જન કરવી, કદી નહિં, ભલે જોઇએ તેમ થાય પણ હું મ્હારો સત્ય અહેવાલ મ્હારા પિતાને તો જરૂર રોશન કરીશ. એમ દૃઢ નિશ્ચયે કરીને તેણે તે વાત પિતાને નિવેદન કરવાનો સંકલ્પ કર્યો. આ વખતે શુંદરલાલ સાંજનું વાળુ કરી એક બાજુ વર્તમાન પત્ર વાંચતો હતો. ધનલક્ષ્મી પણ ઘરના અન્ય કાર્યોમાં ગુંથાએલી હતી, એટલે વિદ્યાગૌરીએ આ અનુકુળ સમયનો વિચાર કરીને તુરતજ તેના પિતા પાસે હાજરી આપી એટલે શુંદરલાલે તેની તરફ દૃષ્ટિ કરતાં તેને નીચે મુજબ પ્રશ્ન કર્યો.

**શુંદરલાલ**—કેમ બ્હેન શું જોઇએ છે.

**વિદ્યાગૌરી**—આપની આજ્ઞા.

**શુંદરલાલ**—શું બાબતમાં.

**વિદ્યાગૌરી**—આપની સાથે વાત કરવામાં.

**શુંદરલાલ**—પણ તેવી શું વાત છે ?

**વિદ્યાગૌરી**—તે આપને હમણાંજ નિવેદન કરૂં છું.

**શુંદરલાલ**—ભલે ખુશીથી.

**વિદ્યાગૌરી**—પિતાજી હું ઘણાજ લાંબા વખતથી આપના આશ્રય હેઠળ રહીને પરાણે વૈધવ્ય પાળું છું અને મ્હારૂં દુઃખી જીવન વ્યતિત કરૂં છું જે. સબંધમાં મેં મ્હારા ભવિષ્યનો વિચાર કરીને સમાજના ચોકસ યુવક સાથે પુનર્લગ્ન કરવાનો નિશ્ચયે કર્યો છે. તો તે સબંધમાં હું આશા રાખું છું કે આપ તેનો પુરેપુરો વિચાર કરીને મને યોગ્ય પ્રત્યુતર આપશો.

**શુંદરલાલ**—તે ચોકસ યુવક કોણ છે. ?

**વિદ્યાગૌરી**—આપની પાસે આવે છે તે.

**શુદરલાલ**—કોણ રમણ. ?

**વિદ્યાગૌરી**—હાજી.

**શુદરલાલ**—તેં કેમ જાંણ્યું કે તે પુનર્લગ્ન કરે છે.

**વિદ્યાગૌરી**—તેની જાહેર ખબર ઉપરથી.

એમ કહી તેણે તે વિષેની સર્વ હકીકત કહી સભળાવી. એટલે શુંદરલાલે તેને નિચે મુજબ કહ્યું.

**શુંદરલાલ**—બ્હેન તે મ્હારી મંજુરી સિવાય તેને ખાંનગી પત્ર લખીને તેની સાથે પુનર્લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે. તે સબંધમાં હું તને ત્હારા થયેલ ગુન્હા બદલ જે કાંઈ સજા કરૂં તે ઓછી છે, પણ આ જગ્યાએ તેં ત્હારો સત્ય અહેવાલ મને રોશન કરવાથી હું ત્હારી થયેલ ભુલને ક્ષમા કરૂં છું. ઉપરાંત સલાહ આપું છું કે ત્હારે આવી રીતે પુનર્લગ્ન કરવું તે કરતાં મ્હારા આશ્રય તળે રહીને ત્હારૂં બાકી રહેલું જીવન વ્યતિત કરવું તે વિષેશ સારૂં છે.

**વિદ્યાગૌરી**—ત્યારે શું પુનર્લગ્ન કરવું સારૂં નથી. ?

**શુંદરલાલ**—જ્યાં થાય છે ત્યાં બેશક સારૂં છે. પણ અહિં

આપણી જ્ઞાતિમાં તે થતું નથી. અને હજુ સુધી થયું પણ નથી. એટલે તે કરવું સારૂં નથી. એમ મ્હારી માન્યતા છે.

**વિદ્યાગૌરી**—ત્યારે મ્હારી તો એજ માન્યતા છે કે થતું નથી યા થયું નથી તેવા વિચારોને વિસર્જન કરીને મ્હારા જેવી કોઇપણ બાળાએ પરાણે વૈધવ્ય પાળી અમુલ્ય જીંદગી જોખમમાં મુંકવી, તે કરતાં જાહેરમાં પુનર્લગ્ન કરવું તે લાખ દરજજે શ્રેષ્ટ છે.

શુંદરલાલ—ત્યારે શું ત્હારી પણ તેજ ઈચ્છા છે ?

વિદ્યાગૌરી—પિતાજી ઈચ્છા તો તેજ છે, કે હું આપની મંજુરી મેળવીને પુનર્લગ્ન કરવા ભાગ્યશાળી થઉ.

**શુંદરલાલ**—ભલે, ત્હારી આમજ ઇચ્છા છે, તો પછી હું પણ ત્હારૂં તેજ યુવક સાથે પુનર્લગ્ન કરવા તૈયાર છું.

**ધનલક્ષ્મી**—કેમ શાની તૈયારી કરો છો (ધનલક્ષ્મીએ આખીરનું વાકય બાજુના એકાંત રૂમમાં સાંભળ્યા બાદ તુરતજ બહાર આવીને શુંદરલાલને પુછયું.)

**શુંદરલાલ**—તેના પુનર્લગ્નની.

**ધનલક્ષ્મી**—તો પછી મ્હારી પણ તૈયારી કરજો.

**શુંદરલાલ**—વળી શાની, ?

**ધનલક્ષ્મી**—મને સોનાપુર પહોંચાડવાની, (એમ કહી તેણે વિદ્યાગૌરી તરફ દૃષ્ટી કરતાં કહ્યું.)

ઓ નિચ કુલટા તને હુ સમજાવીને બેજાર થઇ ચુકી, છતાં હજુ પણ તું તેજ વિચાર કરે છે ? શું તું મ્હારી હાજરીમાં પુનર્લગ્ન કરીશ ? ઓ છીનાલ તને મારીશ, અને હું પણ મરીશ, પણ યાદ રાખજે કે હું કોઇપણ રીતે ત્હારૂં પુનર્લગ્ન તો નહિંજ કરીશ.

એમ કહી તેણે શુંદરલાલ તરફ દૃષ્ટી કરતાં કહ્યું.

શું તમે પણ ઘરનું સત્યાનાશ કરવા ધાર્યું છે કે શું ?

**શુંદરલાલ**—પણ તેં શું ધાર્યું છે તે તો કહે ?

**ધનલક્ષ્મી—મેં** તો ઝેર ખાઇને મરવાનું ધાર્યું છે. હવે તમારે શું કહેવાનું છે.

**શુંદરલાલ**—તો પછી મરી જા, જોઉં તો ખરો, કે કેમ મરાય છે. ( જરા ચિરડાઇને કહ્યું ),

**ધનલક્ષ્મી—ભલે** ત્યારે જુઓ,

એમ કહી તુરત તેણે ઘરમાં પ્રવેશ કર્યો, અને એક કબાટમાંથી ઝેરી દવાની એક બાટલી હાથમાં લેતાં કહ્યું.

જુઓ આટલીજ વાર (એમ બોલી તે બાટલી મોંઢે માંડી).

**શુંદરલાલ**—અરે આ શું કરે છે. ( શુંદરલાલે ઝડપથી તેની પાસે જઇને બાટલી છીનવી લેતાં કહ્યું. )

વિદ્યાગૌરી—માજી આ શું કરવા ધાર્યું છે. ( વિદ્યાગૌરીએ પણ તેની પાસે હાજરી આપતાં કહ્યું.

શુંદરલાલે ધનલક્ષ્મી પાસે આવીને બાટલી છીનવી લીધી, તો પણ દવાનો કેટલોક ભાગ તેના પેટમાં જવા પામ્યો હતો. જેનાથી તેને પ્રત્યુતર દેવા સરખું પણ ભાન રહ્યું નહિં. આ વખતે શુંદરલાલે તેને સુદ્ધીમાં લાવવા માટે આમતેમ દોડાદોડી કરી મુંકી અને તુરતજ બીજી એક બાટલી તેની પાસે હાજર કરી, અને તેનો યોગ્ય ઉપચાર શરૂ કર્યો. જેનાથી તેને દશ એક મીનીટ બાદ બેચાર ઉલટી થઈ અને કાંઈક સુદ્ધીમાં પણ આવી. આ મુજબ તેની વ્યવસ્થા થયા બાદ સૌ પાત્રોએ સમય થતાં શયનગ્રહ કર્યું.

પ્રિય વાંચક જોયું ધનલક્ષ્મીનું ફારસ, જેની શુંદરલાલને લેશ પણ ખાત્રી નહોતી કે તે વિષપાન કરશે, પણ કહ્યું છે કે પ્રેમદા મતી પાનીએ, તે મુજબ તેની બુદ્ધી પણ ત્યાં સુધીજ હોય, એમાં કાંઇ પણ નવાઈ જેવું નથી. વિદ્યાગૌરી તો આ તમાસો જોઇને સ્તંભ થઇ ગઈ હતી, તેણે દીવાનખાનામાં હાજરી આપ્યા બાદ શયનગ્રહ તો કર્યું પણ તેને નિંદ્રા તો આવેજ કેમ, આ વખતે તે મનમાં વિચાર કરતી બોલી, ખરેખર હું આજ પર્યંત પિતાની મજુરી મેળવવાનું મુશ્કીલ ગણતી હતી. તે

આજ સહેલાઇથી મેળવી શકવા ભાગ્યશાળી થઈ છું. છતાં આ કમનસીબ બાળા, માતાના અભાવે કરીને હજુપણ પુનર્લગ્ન કરી શકે તેમ નથી, ફિકર નહિં હું કોઇપણ રીતે તેમાં ફતેહમંદ થવા પ્રયત્ન તો કરીશ, એમ વિચાર કરતી તેણે મોડી રાત્રે શયનગ્રહ કર્યું. અસ્તુ.



## પ્રકરણ ૧૧ મું.

### શું વિષ પાન.

પ્રિય વાંચક બીજે દીવસ વિદ્યાગૌરી ફરી તેજ વિચાર કરતી એક પલંગ પણ બેઠી હતી એટલામાં લલીતાએ ઘરમાં પ્રવેશ કરતાં પુછયું કેમ બ્હેન શું ખબર છે. એટલે તેણે તેનો સત્કાર કરતાં નિચે મુજબ કહ્યું.

**વિદ્યાગૌરી**—બ્હેન હજુ સુધી તો કાંઇપણ સારી ખબર નથી.

**લલીતા**—પણ હોયજ કયાંથી, હું તો તને પ્રથમથીજ કહી ચુકી છું કે જ્યાં સુધી તું ત્હારી આ હકીકત ત્હારા પિતાને જાહેર કરી શકે નહિં. ત્યાંસુધી તું કદી પણ પુનર્લગ્ન કરી શકનાર નથી.

વિદ્યાગૌરી—બ્હેન તેમાં તો હું ફતેહમંદ નિવડી છું, પણ મ્હારા કમનસીબે મ્હારી માતાના અભાવે કરીને હું હજુ પણ પુનર્લગ્ન કરી શકું તેમ નથી. કારણ કે ગયે કાલ તેણે તેજ રકજકમાં વિષપાન કર્યું હતું.

**લલીતા**—શું વિષપાન. ?

**વિદ્યાગૌરી**—હા બ્હેન.

એમ કહી તેણે તે વિષેની સર્વ હકીકત કહી સંભળાવી એટલે લલીતાએ તેને નિચે મુજબ કહ્યું.

બ્હેન આ ઉપરથી હું તો એમજ ધારૂં છું કે તું જો પુનર્લગ્ન કરીશ તો તેનો પ્રાણઘાત તો જરૂર થશે.

**વિદ્યાગૌરી**—પણ તે નહિં કરૂં તો મ્હારો શું થશે. તેનું કેમ,

**લલીતા**—પણ ત્હારો કેવી રીતે થશે. ?

**વિદ્યાગૌરી**—છુપી અનિતીનો ભોગ આપવાથી.

**લલીતા**—બ્હેન એવી તો પુષ્કળ વિધવાઓ છુપી અનિતો ભોગ આપી જીવન વ્યતિત કરે છે. જેમાં તેઓને આડી આંચ સરખી પણ આવતી નથી, તો પછી તને શું થનાર છે.

**વિદ્યાગૌરી**—પણ તેમાં કાંઇપણ અસમાની સુલતાની થાય ત્યારે શું કરવું.

**લલીતા**—તેનો યોગ્ય ઉપચાર કરીને તેમાંથી મુક્ત થવું.

**વિદ્યાગૌરી**—એટલે શું બાળહત્યા કરવી ?

**લલીતા**—બેશક, આપણા જેવી દરેક સ્ત્રીઓ તેજ કામ કરીને પોતાનો બચાવ કરે છે.

**વિદ્યાગૌરી**—બ્હેન તેવું નિચ કર્મ કરીને પોતાનો બચાવ કરવો, તે કરતાં તો જાહેરમાં પુનર્લગ્ન કરવું તેજ શ્રેષ્ટ છે.

**લલીતા**—શ્રેષ્ટ હોવાનું તો સૌ કોઈ કહે છે. પણ તેને અમલમાં મુંકવાનું તો કોઈ પણ કહેતું નથી. એટલે આ જગ્યાએ કહ્યું છે કે જે થાય સૌનું તે થાય વઉનું તે મુજબ મ્હારી તો એજ સલાહ છે કે ત્હારે પણ ભવિષ્યમાં પુનર્લગ્ન કરવાનું મુલતવી રાખીને ત્હારૂં દુઃખી જીવન ઘરના ખુણે વ્યતિત કરવું તેજ વિશેષ સારૂં છે.

**વિદ્યાગૌરી**—બ્હેન તે તો કોઈપણ રીતે બની શકે તેમ નથી. કારણકે જેમ હું તેને પ્રેમથી વરી ચુકી છું. તેમ તેની સાથે લગ્ન ગાંઠથી પણ વરી છું. એટલે હવે તો કોઇપણ રીતે જાહેરમાં પુનર્લગ્ન કરીને મ્હારૂં વચન સત્ય કરવું જોઇએ.

**લલીતા**—પણ તું લગ્નગાંઠથી કેવી રીતે વરી છે તે તો કહે ?

**વિદ્યાગૌરી**—તેનો હસ્તમેળાપ કરીને.

એમ કહી તેણે તે વિષેની સર્વ હકીકત કહી સંભળાવી એટલે લલીતાએ તેને નિચે મુજબ કહ્યું.

બ્હેન ત્હારી આ વાત સાંભળીને તો આજ મ્હારી અજાયબીનો પાર રહ્યો નથી. ખરેખર તેં તો હદ વાળી છે. બલ્કે મહાંન સાહસ ખેડીને આ કામ કર્યું છે. એટલે હવે તો હું પણ તને જેમ બને તેમ તુરતમાં તેની સાથે પુનર્લગ્ન કરવાનીજ સલાહ આપું છું. કારણકે તેં તેની સાથે મેળવેલા આનંદનું શું પરિણામ આવશે, તે હું કાંઈ પણ કહી શક્તિ નથી. એટલે આવા ગંભીર સમયપર ત્હારે સમય સુચક્તા વાપરીને ત્હારી આબરૂનો બચાવ કરવો તેજ ત્હારો ધર્મ છે.

**વિદ્યાગૌરી**—બ્હેન તેમ સમજીને હું તેને આજેજ પત્ર લખું છું. અને તે સબંધમાં તને પણ વિનંતી કરૂં છું કે મ્હારો કોઈપણ પત્ર ત્હારા નામપર આવે તો તું તેનો સ્વીકાર કરીને તુરત મને પહોંચાડજે.

**લલીતા**—શું મ્હારા નામપર ?

**વિદ્યાગૌરી**—હા, બ્હેન મ્હારી સુચના મુજબ તે દરેક પત્ર ત્હારા નામ પરજ મોકલશે.

**લલીતા**—ભલે બ્હેન તે હું તને પહોંચતો કરીશ. પછી શું વાંધો છે.

**વિદ્યાગૌરી**—તો પછી કાંઈ પણ વાંધો નથી.

**લલીતા**—વારૂ બ્હેન હવે હું રજા લઈશ. ( એમ કહી તે વિદાય થઈ )

પ્રિય વાંચક લલીતા ઘર તરફ રવાના થયા બાદ વિદ્યાગૌરીએ નિચે મુજબ પત્ર મી. રમણને લખવો સરૂ કર્યો.

**પ્રિય રમણ,** મદનપુર, તા. ૨૫ મી. રવીવાર.

મેં આપની સલાહ મુજબ મ્હારો સત્ય અહેવાલ મ્હારા પિતાને રોશન કર્યો છે. અને તેમાં ઇશ્વર કૃપાએ હું ફતેહમંદ નિવડી છું. પણ મ્હારા કમનસીબે મ્હારી માતાના અભાવે કરીને,

હું હજુ પણ પુનર્લગ્ન કરી શકું તેમ નથી, કારણ કે ગયે કાલ તેણે તેજ રકજકમાં વિષ પાન કર્યું હતું. જો કે તે વખતે તેને યોગ્ય ઉપચાર કરવાથી સારૂં થયું છે. પણ મને તો તેજ વખતે ખાત્રી થઇ ચુકી છે કે પરિણામે તે પ્રાણ ઘાત પણ કરશે, એટલે આ સબંધમાં હું હવે માત્ર આપની આશા પરજ જીવન વ્યતિત કરૂં છું. અને ઇચ્છુંછું કે આપ જેમ બને તેમ તુરતમાં તેનો યોગ્ય બંદોબસ્ત કરશો. એજ.

લી. દર્શનાભિલાસી વિદ્યાગૌરીના ઘટીત,

વિદ્યાગૌરીએ ઉપર મુજબ પત્ર લખી પોષ્ટ માર્ફત રવાના કર્યો. અને ત્યારબાદ સાંજનું વારૂ કરી સમય થતાં શયનગ્રહ કર્યું. અસ્તુ.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### રમણનો પ્રવાસ.

પ્રિય વાંચક હવે આપણે રમણ તરફ દષ્ટી કરીએ બીજે દીવસ સવારમાં તે કાંઇક સરકારી કામ પ્રસંગે પ્રવાસમાં જવાની તૈયારીમાં હતો. એટલામાં ત્યાં ઉપરનો પત્ર લઇ રમણલાલ નામ પોકારતો પોષ્ટમેન પણ હાજર થયો. એટલે તેણે બહાર આવીને પત્રનો સ્વીકાર કર્યો. અને ત્યારબાદ વિરમપુર તરફ વિદાય થયો. અહિં તેણે રસ્તામાં પત્ર વાંચવો સરૂ કર્યો. અને વાંચી મંનમાં વિચાર કરતો બોલ્યો. અરે શું ધનલક્ષ્મી હજુ પણ તેનું પુનર્લગ્ન કરવા કબુલ નથી. બલ્કે પોતાનો પ્રાણ ઘાત કરવા કબુલ છે. ફિકર નહિં. હું તેનો કોઇપણ રીતે બંદોબસ્ત તો કરીશ એમ વિચાર કરતો તે લગભગ શાંયંકાળના સુમારે વિરમપુર પહોંચ્યો.

અહિં તેનો મુકામ થોડા દીવસ માટે હતો. પણ પાછળથી કેટલાક કામ પ્રસંગે તેને બે માશ જેટલો સમય પસાર કરવાની

ફરજ પડી. એટલે લગભગ ત્રીજે માશે તે મદનપુર તરફ પાછો ફર્યો. ત્યારબાદ તેણે ફુરસદ મેળવીને નિચે મુજબ પત્ર વિદ્યાગૌરીને લખવો શરૂ કર્યો.

વિદ્યાગૌરી. મદનપુર તા. ૧૫ મી રવીવાર.

ત્હારો પત્ર મને લગભગ બે માશ ઉપર મળ્યો હતો. પણ કમનસીબે હું તેજ દીવસે અહિંથી સરકારી કામ પ્રસંગે વિરમપુર તરફ વિદાય થયો. જ્યાં મને પાછળથી કેટલાક કામ પ્રસંગે બે માસ જેટલો સમય પસાર કરવાની ફરજ પડી. જોકે ત્યાંથી હું તને પત્ર લખવાની ઇંતેજારીમાં હતો, પણ ત્યાં પોષ્ટનું સાધન નહિં હોવાથી તને આજ પ્રર્યત કાંઈ પણ ખબર આપી શકયો નથી. તે બદલ ક્ષમા યાચું છું.

ઉપરાંત તું ત્હારા પિતાની મંજુરી મેળવવામાં ફતેહમંદ નિવડી છે. તે સંબધમાં મને ઘણોજ સંતોષ થાય છે. જોકે તું ત્હારી માતાના અભાવે કરીને હજુ પણ પુનર્લગ્ન કરી શકે તેમ નથી. તો તે સબંધમાં હું મ્હારા ઠેરાવ મુજબ જેમ બને તેમ તુરતમાં તેનો યોગ્ય બંદોબસ્ત કરીશ, આશા રાખું છું કે તું ત્હારી તરફની નવિનતા મને તુરત લખી મોકલવા કૃિપા કરીશ. એજ.

લી: રમણલાલ કનૈયાલાલના ઘટીત.

રમણે ઉપર મુજબ પત્ર લખી લલીતાના સિરનામે પોષ્ટ માર્ફત રવાના કર્યો અને ત્યારબાદ સાંજનું વારૂ કરી સમય થતાં શયનગ્રહ કર્યું અસ્તુ.



## પ્રકરણ ૧૩ મું.

### ધનલક્ષ્મીની સલાહ.

પ્રિય વાંચક હવે આપણે વિદ્યાગૌરી તરફ દૃષ્ટી કરીએ, અહિં તેણે રમણને પત્ર લખ્યો ત્યારથી તે પોતાનું દુઃખી જીવન પણ તેની આશા પરજ વ્યતિત કરતી હતી. અને નિરંતર તેના પ્રત્યુતરની રાહ જોતી હતી. વળી વારંવાર લલીતાને પણ તેજ પ્રશ્ન કરતી હતી. પણ તેના કમનસીબે રમણ પ્રવાસમાં હોવાથી તે તેના પત્રનો પ્રત્યુતર બે માશ જેટલો સમય પસાર થવા છતાં મેળવી શકી નહિ. એટલે તેની ચિંતાનો અને તેના ગભરાટનો તો પાર રહ્યો નહિં, એક દીવસ તે પોતાના દીવાનખાનામાં તેજ વિચાર કરતી એક પલંગ પર બેઠી હતી. તેની મુખ મુદ્રા તદન લેવાઈ ગઇ હતી. ઘડીમાં ઉભી થઇ આડું અવળું જોતી હતી. અને ઘડીમાં અશ્રુપાત રૂદન કરતી હતી. આ વખતે તે જરા સાવધ થઇને મનમાં વિચાર કરતી બોલી, ત્યારે શું તે મ્હારૂં ભાન ભુલી ગયો હશે, શું તેણે મને વિસારી મુંકી હશે, ખરેખર તેને મ્હારા દુઃખનું ભાન તો હોયજ ક્યાંથી અરે મેં તેની સાથે મેળવેલા આનંદનું શું આ પરિણામ, બેશક, હું આજ મહાંન આફતમાં ગિરફતાર થયેલી હોઉં તો મ્હારા તેજ આનંદનું આ પરિણામ છે. એમ વિચાર કરતી હતી, એટલામાં ધનલક્ષ્મીએ એકાએક ત્યાં આવીને તેને નીચે મુજબ પ્રશ્ન કર્યો.

**ધનલક્ષ્મી**—પુત્રી શું આફતમાં ગિરફતાર થયેલી છે. તે તો કહે ? ( તેણે આખીરનું વાકય બાજુના એકાંત રૂમમાં સાંભળ્યા બાદ તુરતજ તેની પાસે આવીને પુછયું. )

**વિદ્યાગૌરી**—માજી એ તો હું વિચાર કરૂં છું.

**ધનલક્ષ્મી**—પણ વિચાર શાનો ?

**વિદ્યાગૌરી**—મ્હારા નસીબનો.

**ધનલક્ષ્મી**—અરે ઓ નિચ કુલટા છુપી અનિતીનો ભોગ આપી હવે શું નસીબનો વિચાર કરે છે, ?

**વિદ્યાગૌરી**—પણ છુપી અનિતી શાની ?

**ધનલક્ષ્મી**—શું હજુ પણ ગુન્હો છુપાવવા પ્રયત્ન કરે છે, ઓ છીનાલ ત્હારા સરીરની આકતી ઉપરથી અને ત્હારા પેટના દેદાર ઉપરથી તો સ્પષ્ટ સમજાય છે કે તને પાંચમો મહિનો પુરો થવા આવ્યો છે. અને તે સબંધમાં હું તને પુછીને પણ ખેજાર થઇ ચુકી છું. છતાં તું હજુ પણ ત્હારો સત્ય અહેવાલ રોશન કરતી નથી. પણ યાદ રાખજે કે તેનું પરિણામ કોઈ પણ રીતે સારૂં આવનાર નથી. માટે હજુ પણ તું વિચાર કરીને ત્હારી આ હકીકત જાહેર કરીશ તો તેમાં ત્હારૂં કલ્યાંણ સમાયેલું છે.

**વિદ્યાગૌરી**—માજી ખરૂં પુછતા હો તો તમારા ગુસ્સાનુંજ આ પરિણામ છે. અને તેજ કારણસર હું આ દશાને પ્રાપ્ત થઈ છું.

**ધનલક્ષ્મી**—શું મ્હારા ગુસ્સાનું ?

**વિદ્યાગૌરી**—હા, માજી.

એમ કહી તેણે તે વિષેની સર્વ હકીકત કહી સંભળાવી, એટલે ધનલક્ષ્મીએ તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

ત્યારે શું તેજ અનિતીનું આ પરિણામ છે ?

**વિદ્યાગૌરી**—હા માજી પરિણાંમ તો તેજ અનિતીનું છે.

**ધનલક્ષ્મી**—ત્યારે હવે ત્હારી શું ઇચ્છા છે.

**વિદ્યાગૌરી**—મ્હારી ઇચ્છા તો તેની સાથે પુનર્લગ્ન કરવાની છે.

**ધનલક્ષ્મી**—ત્યારે આ આફતમાંથી મુક્ત થવાની તો નહિજ હોય,

**વિદ્યાગૌરી**—માજી મુક્ત થવા માટે તો હું પુનર્લગ્ન ઇચ્છું છું. કે જેમાં મ્હારી અને તમારી આબરૂનો બચાવ થવા સંભવ છે.

**ધનલક્ષ્મી**—શું મ્હારી આબરૂનો બચાવ, અરે મ્હારા બચાવ માટે તો હવે વિષ પાનજ છે.

**વિદ્યાગૌરી**—શું વિષ પાન. ?

**ધનલક્ષ્મી**—હા વિષપાન, મેં મહાંન કષ્ટ વેઠી તને ઉછેરી મોટી કરી, તે ઉપકારના બદલામાં મ્હારે વિષ ખાઇ મરવું તેજ હવે તો યોગ્ય છે.

**વિદ્યાગૌરી**—માજી તે કરતાં મ્હારૂં પુનર્લગ્ન કરવું તે શું ખોટું છે.

**ધનલક્ષ્મી**—તે તો વિશેષ સારૂં છે. ( અંદરના ગુસ્સાને સમાવીને કહ્યું. )

**વિદ્યાગૌરી**—તો પછી વિષ ખાવાનું કેમ કહો છો. ?

**ધનલક્ષ્મી**—તે સારૂં છે તેમાં,

**વિદ્યાગૌરી**—ત્યારે ખોટું છે એમજ કહોને,

**ધનલક્ષ્મી**—મ્હારાથી કેમ કહેવાય કે તે ખોટું છે, જ્યાં સુધી સમય અનુકૂલ હતો ત્યાંસુધી તો હું તે ખોટું છે એમ કહીને ત્હારો અટકાવ કરતી હતી. પણ હવે સમય પ્રતિકુલ હોવાથી. તું જે કાંઇ કરે છે તે સારૂં છે એમ સમજીને હું તને તે ખોટું છે એમ કહી શક્તિ નથી.

**વિદ્યાગૌરી**—તો પછી મને શું સલાહ આપો છો.

**ધનલક્ષ્મી**—ત્હારી મરજી મુજબ વર્તવાની.

**વિદ્યાગૌરી**—માજી તેનું તો આ પરિણામ આવ્યું છે. છતાં હજુ પણ તમે તેજ સલાહ આપો છો, તો પછી હું .આ આફતમાંથી મુક્ત કેવી રીતે થઈ શકીશ.

**ધનલક્ષ્મી**—તને મુક્ત કરવા માટે તો હું વિષપાન કરૂં છું, પછી શું વાંધો છે.

**વિદ્યાગૌરી**—માજી મને મુક્ત કરવા 'માટે નહિં', પણ મ્હારૂં અને મ્હારા પિતાનું સત્યાનાશ કરવા માટે એમ કહો.

**ધનલક્ષ્મી**—ઓ નીચ કુલટા ત્હારૂં, ત્હારા પિતાનું, અને મ્હારૂં સત્યાનાશ તો ત્હારા આ કાર્યથીજ થઇ ચુકયું છે. અને તેમાં વળી કાંઈક ન્યુનતા રહી જવાથી તું પુનર્લગ્ન કરવા તૈયાર થઈ છે, એટલે પરિણામે મ્હારે તો શું પણ ત્હારા પિતાને પણ વિષ ખાઈનેજ મરવું પડશે, અને યાદ રાખજે કે આખીર તું પણ તેજ હાલતે ખતમ થઇશ.

**વિદ્યાગૌરી**—માજી તેજ કારણુસર હું તમને પ્રાર્થના કરૂં છું કે તમે કોઈપણ રીતે મને આ આફતમાંથી મુક્ત કરો, યા યોગ્ય સલાહ આપો,

**ધનલક્ષ્મી**—શું તું મ્હારી સલાહ માન્ય કરીશ ?

**વિદ્યાગૌરી**—હા માજી તમે કહેશો તેમ કરીશ.

**ધનલક્ષ્મી**—તો પછી હું તને ગર્ભપાત કરવાની સલાહ આપું છું.

**વિદ્યાગૌરી**—શું ગર્ભપાત ?

**ધનલક્ષ્મી**—હા, પરિણામે મ્હારે અને ત્હારા પિતાને વિષે ખાઇ મરવું તે કરતાં ત્હારે ગર્ભપાત કરીને આ આફતમાંથી મુક્ત થવું તે વિષેશ સારૂં છે. :કે જેમાં મ્હારી અને ત્હારી આબરૂનો બચાવ થવા સંભવ છે, અને તેજ ત્હારે માટે યોગ્ય છે.

**વિદ્યાગૌરી**—માજી તેવું નિચ કર્મ કરવું તે કરતાં પુનર્લગ્ન કરવું તે શું ખોટું છે.

**ધનલક્ષ્મી**—તે ખોટું છે ત્યારેજ હું તને આ સલાહ આપું છું.

**વિદ્યાગૌરી**—ભલે માજી જેવી આપની આજ્ઞા,

**ધનલક્ષ્મી**—પણ આજ્ઞાને અમલમાં મુંકવાનો કયારે વિચાર રાખ્યો છે. ?

**વિદ્યાગૌરી**—જેમ બને તેમ તુરતમાં,

**ધનલક્ષ્મી**—ઠીક ત્યારે હું આ વાત ત્હારા પિતાને

જાહેર કરતી નથી, ( એમ કહી ધનલક્ષ્મી વિદાય થઇ )

ત્યારબાદ વિદ્યાગારીએ સાંજનું વારૂ કરી સમય થતાં શયનગ્રહ કર્યું અસ્તુ.

---

## પ્રકરણ ૧૪ મુ.

### માતા કે દુષ્ટા.

પ્રિય વાંચક વિદ્યાગૌરીએ પોતાનો સત્ય અહેવાલ ધનલક્ષ્મીને રોશન કર્યો હોય, તો તેનું મુખ્ય કારણ તેની પાસેથી પુનર્લગ્ન કરવાની મંજુરી મેળવવાનું હતું. પણ તે જગ્યાએ તો તેણે ગર્ભપાત કરવાની મંજુરી મેળવી છે. એટલે તે વખતે તો તેણે તે વિષેની કાંઇપણ રકજક તેની સાથે નહિં કરતાં પ્રત્યુત્તરમાં ભલે માજી એમ કહીને પોતાના ભાશણની સમાપ્તી કરી. પણ ત્યારબાદ બીજે દીવસ તે તેજ વિચાર કરતી એકાએક મન સાથે કહેવા લાગી કે શું આ માતા છે કે મ્હારૂં સત્યાનાશ કરનારી દુષ્ટા છે. શું તે મને ગર્ભપાત કરવાની સલાહ આપે છે. ત્યારે શું અનિતીનો ભોગ આપી પરિણામે બાળહત્યા કરવી, કદી નહિં, ભલે જોઇએ તેમ થાય પણ હું હજુપણ એક વખત મ્હારા પ્રિય રમણની મુલાકાત તો લઇશ, અને મ્હારી આ આફતનો સ્પષ્ટ અહેવાલ તેને રોશન કરીશ, અને તેની યોગ્ય સલાહ મેળવીને આ નિર્દોષ બાળકનો કોઇપણ રીતે બચાવ કરીશ, એમ વિચાર કરતી હતી. એટલામાં લલીતાએ ઘરમાં પ્રવેશ કરતાં પુછયું. કેમ બ્હેન શું વિચાર કરે છે. એટલે તેણે તેનો સત્કાર કરતાં નિચે મુજબ કહ્યું.

**વિદ્યાગૌરી**—બ્હેન વિચાર તો તેજ કરૂં છું કે તેને પત્ર નહિં લખવાનું શુ કારણ હશે.

**લલીતા**—તે કારણ તો હું તને કહેતી હતી તેજ હતું.

**વિદ્યાગૌરી**—તે વળી શુ ?

**લલીતા**—તેના પ્રવાસનું ?

**વિદ્યાગૌરી**—તેં કેમ જાણ્યું. ?

**લલીતા**—મેં તો તેનો ખાંનગી પણ તપાસ કર્યો હતો અને તે મુજબ આજ તેનો પત્ર પણ આવ્યો છે.

**વિદ્યાગૌરી**—શું પત્ર, ક્યાં છે ? (જરા અજાયબ થઈને)

**લલીતા**—આ રહ્યો લે વાંચ ( તેને પત્ર આપતાં કહ્યું. )

**વિદ્યાગૌરી**—બ્હેન ખરેખર તે પ્રવાસમાંજ હતો અને તેજ કારણસર મને પત્ર લખી શક્યો નથી. ( પત્ર વાંચીને કહ્યું)

**લલીતા**—બ્હેન હું તો તને રોજ કહેતી હતી કે તે પ્રવાસમાં છે. છતાં તું મને વારંવાર અધિરી થઇને પુછતી, એટલે મને તો ખરેખર કંટાળો આવતો હતો.

**વિદ્યાગૌરી**—બ્હેન શું કરૂં હું અધિરી નથી, પણ મ્હારો સમય અધિરો છે એટલે હું તને વારંવાર પુછતી હતી.

**લલીતા**—કાંઈ ફીકર નહિં, હવે ત્હારી શું ઈચ્છા છે. ?

**વિદ્યાગૌરી**—બ્હેન મ્હારી ઇચ્છા તો તેની સાથે પુનર્લગ્ન કરવાની છે. પણ આ સબંધમાં હું હજુ પણ ફતેહમંદ થઈ શકું તેમ નથી. કારણ કે ગયે કાલ મેં મ્હરી તેજ આશાએ મ્હારો સત્ય અહેવાલ મ્હારી માતાને રોશન કર્યો હતો, જેના પ્રત્યુત્તરમાં તેણે મને ગર્ભપાત કરવાની સલાહ આપી છે, એટલે હવે મ્હારે પુનર્લગ્ન કેવી રીતે કરવું તેજ હું વિચાર કરૂં છું જો કે આ સબંધમાં મેં તેની સાથે રકજક કરવામાં અને તેને સમજાવવામાં તો કાંઈ પણ બાકી રાખી નથી, પણ મ્હારા કમનસીબે તે સર્વ પત્થર પર પાણી રેડવા જેવું થયું છે, એટલે હવે મ્હારે શું કરવું તેજ હું તને પ્રશ્ન કરૂં છું.

**લલીતા**—બ્હેન હવે તો મ્હારી એજ સલાહ છે કે ત્હારે આ હકીકત રમણને જાહેર કરીને તેની સાથે પુનર્લગ્ન કરવું. અને તે ન બની શકે તો પછી ગર્ભપાત કરીને પણ આ આફતમાંથી મુક્ત થવું. શિવાય કોઇ પણ રસ્તે ત્હારો બચાવ થઈ શકે તેમ નથી.

**વિદ્યાગૌરી**—ઠીક ત્યારે હું તેને પત્ર તો આજેજ લખીશ અને મ્હારી આ આફતનો સ્પષ્ટ અહેવાલ રોશન પણ કરીશ. પછી શું થાય છે, તે જોઇ લઇશું.

**લલીતા**—વારૂ બ્હેન હવે હું રજા લઇશ. ( એમ કહી તે વિદાય થઇ. )

પ્રિય વાંચક લલીતા ઘર તરફ રવાના થયા બાદ વિદ્યાગૌરીએ નીચે મુજબ પત્ર મી. રમણને લખવો શરૂ કર્યો.

**પ્રિય રમણ,** મદનપુર તા. ૧૬ મી સોમવાર.

આજ ઘણાજ લાંબા વખતે હું આપનો પત્ર મેળવવા ભાગ્યશાળી થઇ છું. જો કે તેનુ મુખ્ય કારણ તો આપના પ્રવાસનું જ છે. પણ તે જગ્યાએ હું તો મ્હારા કમનસીબનુંજ ગણું છું, કારણ કે આપને તે સ્થળે જવાનું થતાં હું મ્હારો અમુલ્ય સમય ગુમાવી બેઠી છું. અને આજ ભયંકર સ્થિતિમાં કષ્ટમય જીવન વ્યતિત કરૂં છું. કે જેનું આ જગ્યાએ આપને સ્મરણ થવું પણ મુશ્કીલ છે. એટલે મ્હારે જણાવવું જોઇએ કે મેં આપની સાથે મેળવેલા આનંદનું આ પરિણામ છે.

આ હકીકત મ્હારી માતાને રોશન થતાં તેણે મને ગર્ભપાત કરવાની સલાહ આપી છે. જો કે મેં તેની સાથે પુનર્લગ્ન કરવા સબંધની રકજક કરવામાં અને તે વિષે તેને સમજાવવામાં કાંઇપણ બાકી રાખ્યું નથી. પણ મ્હારા કમનસીબે તે સર્વ પત્થર પર પાણી રેડવા જેવું થયું છે એટલે હું આપની સલાહ વિના તો કોઇપણ રીતે પુનર્લગ્ન કરી શકું તેમ નથી. માટે આ સબધનો વિચાર કરીને આપ જેમ બને તેમ તુરતમાં તેનો યોગ્ય બંદોબસ્ત કરશો, અને તેનો યોગ્ય પ્રત્યુત્તર પણ તુરતમાંજ આપશો તેવી આશા છે. એજ.–

લી. દર્શનાભિલાસી વિદ્યાગૌરીના ઘટીત.

વિદ્યાગૌરીએ ઉપર મુજબ પત્ર લખી પોષ્ટ માર્ફત રવાના કર્યો અને ત્યાર બાદ સાંજનું વારૂ કરી સમય થતાં શયનગ્રહ કર્યું. અસ્તુ.



## પ્રકરણ ૧૫ મું.

### રમણની માંદગી.

પ્રિય વાંચક હવે આપણે રમણ તરફ દ્રષ્ટી કરીએ. આ યુવક વિરમપુરથી આવ્યા બાદ લગભગ ત્રીજે દિવસ તે એકાએક મલેરીઆ તાવના સકંજામાં સપડાતાં તેને તેના મિત્રો તરફથી મદનપુર સીવીલ હૉસ્પીટલમાં મોકલામાં આવ્યો, અહિં તેની સ્થિતિ એટલી તો ભયંકર હતી કે જેના વિષે દાક્તર પણ તદન નાઉમેદ થઇ ચુકયો હતો, પણ કહ્યું છે કે **मनुष्य यत्न ईश्वर कृपा** તે મુજબ તેની પાછળ કેટલાક ઇલાજો કરતાં અને તેને પુરતી સારવાર હેઠળ રાખતાં લગભગ દશમે દિવસ તે કાંઇક સારી સ્થિતિમાં આવ્યો ત્યારબાદ દાકતરે તેનો તપાસ કરીને તેને એક માસ પર્યંત ત્યાંજ રહેવાનું સુચવ્યું, એટલે ત્યાં સુધી તેને પણ ત્યાંજ રહેવાની ફરજ પડી.

હવે આપણે તેના પત્ર તરફ દ્રષ્ટી કરીએ બીજે દીવસ સવારમાં પોષ્ટમેન ઉપરનો પત્ર લઇ તેના મુકામપર હાજર થયો. આ વખતે તેનું મકાન બંધ હોવાથી તેણે તેના પડોશના એક યુવક માર્ફત તેની ખબર મેળવી, અને તે મુજબ તેણે બીજે દીવસ સવારમાં તે પત્ર સિવીલ હૉસ્પીટલમાં પહોંચતો કર્યો, આ વખતે રમણ સખ્ત બિમાર હોવાથી દાક્તરે તેને પત્ર આપવાની મનાઈ કરી હતી. એટલે ત્યાંના એક કલાર્કે તે પત્ર તેની એક ફાઇલમાં મુંકયો.

અહિં તેની સારવારને એક માશ જેટલો સમય પસાર થતાં, તે ઘણીજ સારી સ્થિતિમાં આવ્યો. ત્યારબાદ દાકતરે તેના એકંદર પત્રો વિગેરે તેના હવાલે કરીને તેને ઘેર જવા વિનવ્યું એટલે તે મુજબ તેણે લગભગ દોઢે માશે પોતાના મુકામપર હાજરી આપી.

અહિં તેણે ઘેર આવ્યા બાદ પોતાના આવેલ પત્રો વાંચવા સરૂ કર્યાં, આ વખતે તેના હાથમાં વિદ્યાગૌરીનો

પત્ર આવતાં તે તેણે પુરેપુરો વાંચ્યો, અને મનમાં વિચાર કરતો બોલ્યો, વિદ્યાગૌરી તું શું આ દશાને પ્રાપ્ત થઇ છે. શું તેં મ્હારી સાથે મેળવલા આનંદનું આ પરિણામ આવ્યું છે. ફિકર નહિં, હું તને કોઇપણ રીતે મુક્ત તો કરીશ, એમ વિચાર કરી તેણે તેને નિચે મુજબ પત્ર લખવો સરૂ કર્યો.

**વિદ્યાગૌરી,** મદનપુર તા. ૨૪ મી. શુક્રવાર.

આજ ઘણાજ લાંબા વખતે હું ત્હારો પત્ર મેળવવા ભાગ્યશાળી થયો છું. જો કે તેનું મુખ્ય કારણ તો મ્હારી બિમારીનુંજ હતું. એટલે હું વિરમપુરથી આવ્યા બાદ લગભગ ત્રીજે દીવસ એકાએક મલેરીઆ તાવના સકંજામાં સપડાતાં મને મ્હારા મિત્ર તરફથી અહિંની સિવીલ હૅાસ્પીટલમાં મોકલવામાં આવ્યો. જ્યાં હું દસ દીવસ પ્રર્યંત તો સક્ત બિમાર હતો. પણ પાછળથી ઈશ્વર ક્રિપાએ સારૂં થતાં હું આજ દોઢે માશે ઘર તરફ પાછો ફરવા ભાગ્યશાળી થયો છું. જોકે ત્હારો પત્ર પણ ત્યાંજ આવ્યો હતો. પણ તે વખતે હું બિમાર .હોવાથી તે સમયપર મેળવી શકયો નથી.

વિષેશમાં ત્હારા પત્રથી હું સ્પષ્ટ સમજી શકયો છું કે તું એક મહાંન આફતમાં ગિરફતાર છે. તો તે સબંધમા મ્હારે જણાવવું જોઇએ કે તું કોઈપિણ રીતે ગર્ભપાત કરીશ નહિં. તું જોઈએ તેવી ભયંકર સ્થિતિમાં હોય તો પણ તું ગભરાઇશ નહિં હું તને કોઈપિણ રીતે મુક્ત કરીશ. અને જેમ બને તેમ તુરતમાં તેનો યોગ્ય બંદોબસ્ત કરીને ત્હારી સાથે પુનર્લગ્ન પણ કરીશ, આશા રાખું છું કે તું ત્હારી તરફની નવિનતા મને તુરત લખી મોકલવા ક્રિપા કરીશ. એજ,

લી. રમણલાલ કનૈયાલાલના ઘટીત.

રમણે ઉપર મુજબ પત્ર લખી લલીતાના સીરનામે પોષ્ટ માર્ફત રવાના કર્યો અને ત્યાર બાદ સાંજનું વારૂ કરી સમય થતાં શયનગ્રહ કર્યું. અસ્તુ.

—:o:—

## પ્રકરણ ૧૬ મું.

### ગર્ભપાત કરવાનો ઠેરાવ.

પ્રિય વાંચક હવે આપણે વિદ્યાગૌરી તરફ દષ્ટી કરીએ, અહિં તેણે રમણને પત્ર લખ્યો ત્યારથી, તે તેજ આશામાં પોતાનું જીવન વ્યતિત કરતી હતી, અને નિરંતર તેના પ્રત્યુત્તરની રાહ જોતી હતી વળી લલીતાને પણ વાર વાર તેજ પ્રશ્ન કરતી હતી પણ તેના કમનસીબે તે ઈસ્પીતાલમાં હોવાથી તે તેના પત્રનો પ્રત્યુત્તર દોઢ માસ જેટલો સમય પસાર થવા છતાં મેળવી શકી નહિં એટલે તેની ચિંતાનો અને તેના ગભરાટનો તો પાર રહ્યો નહિં, કારણ કે તેને લગભગ પાંચમો મહીનો પુરો થવા આવ્યો હતો અને છઠ્ઠો બેસવાની તૈયારી હતી. એટલે આવા ગભીર સમયપર તેણે પોતાનો બચાવ કેવી રીતે કરવો તેજ વિચારમાં તે પોતાનું જીવન વ્યતિત કરતી હતી, એક દિવસ તે તેજ વિચાર કરતી મંન સાથે કહેવા લાગી કે રમણ તું શું મ્હારે માટે કાંઇ પણ કરી શકયો નહિં, બલ્કે મને પત્ર પણ લખી શકયો નહિં. બસ હવે તો વિષ ખાઇને મરવું તેજ શ્રેષ્ટ છે. એમ વિચાર કરતી હતી એટલામાં ધનલક્ષ્મીએ ત્યાં આવીને તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**ધનલક્ષ્મી**—કેમ પછી શું વિચાર કર્યો. ?

**વિદ્યાગૌરી**—માજી હવે તો વિષખાઇને મરવાનોજ વિચાર કર્યો છે.

**ધનલક્ષ્મી**—શું વિષ ખાઇને મરવાનો.

**વિદ્યાગૌરી**—હા, માજી.

**ધનલક્ષ્મી**—ત્યારે આટલો વખત તો તું ગર્ભપાત કરવાનું કહેતી હતી, અને આજ વિષ ખાઇ મરવાનો વિચાર કરે છે તેનું શું કારણ છે.

**વિદ્યાગૌરી**—કારણ એજ કે આવા નિરપરાધી જીવને

એ ગુન્હે મારીને મ્હારો બચાવ કરવો તે કરતાં મ્હારે અને તેને એક સાથે મરવું તેજ શ્રેષ્ટ છે.

**ધનલક્ષ્મી**—પણ એવી તો શેંકડો સ્ત્રીઓ ગર્ભપાત કરીને પોતાનો બચાવ કરે છે, તો પછી તને શું વાંધો છે.

**વિદ્યાગૌરી**—માજી હું તેવી સ્ત્રી નથી કે વારંવાર છુપી અનિતીનો ભોગ આપી પરિણામે ગર્ભપાત કરવા તૈયાર થઉં.

**ધનલક્ષ્મી**—ત્યારે તું કેવી સ્ત્રી છે. ?

**વિદ્યાગૌરી**—હું જોઇએ તેવી છું. તોપણ શ્રાવકના ઘરમાં ઉછરેલી, અને અહિંસા પરમો ધર્મની તાલીમ મેળવેલી શ્રાવિકા છું, એટલે હું કોઇપણ રીતે ગર્ભપાત કરીને મ્હારો બચાવ કરવાનું ઇચ્છતી નથી.

**ધનલક્ષ્મી**—ત્યારે આટલો વખત ત્હારે મને હેરાન કરવાનું અને મને ખોટું સમજાવવાનું શું કારણ હતું.

**વિદ્યાગૌરી**—તમારા દબાણનું, અને મ્હારી આશાનું.

**ધનલક્ષ્મી**—એટલે શું. ?

**વિદ્યાગૌરી**—એટલે એક બાજુ તમારૂં વિશેશ દબાણ થવાથી, અને બીજી બાજુ મને પુનર્લગ્ન કરવાની આશા હોવાથી હું આજ પ્રર્યંત તમારી સલાહ મુજબ ગર્ભપાત કરવાનું કબુલ કરીને તમને ખોટું સમજાવતી હતી. પણ મ્હારી તે આશા વિરામ પામવાથી હું હવે વિષ ખાઇ મરવાનું કબુલ કરૂં છું.

**ધનલક્ષ્મી**—ત્યારે તે આશા વિરામ પામવાનું શું કારણ છે.

**વિદ્યાગૌરી**—તમારા દબાણનું, અને મ્હારા ગંભીર સમયનું.

**ધનલક્ષ્મી**—ઓ છીનાલ, ત્હારો ગંભીર સમય તો તેં નિચ કર્મ કર્યું ત્યારથીજ છે. છતાં હજુપણ તું મને અસત્ય ભાશણ કરીને ખોટું સમજાવે છે. પણ તું જાંણતી નથી કે તેનું શું પરિણામ આવશે.

**વિદ્યાગૌરી**—ના તે તો કહો ?

**ધનલક્ષ્મી**—મ્હારે અને ત્હારા પિતાને પણ વિષ ખાઈ મરવાનું.

**વિદ્યાગૌરી**—તેનું શું કારણ. ?

**ધનલક્ષ્મી**—કારણ એજ કે હજીસુધી મેં ત્હારો આ અહેવાલ ત્હારા પિતાને જાહેર કર્યો નથી, તે ત્હારા વિષપાન કરવાથી જાહેર થશે, એટલે તે ગુન્હા બદ્દલ મ્હારે અને મ્હારી સાથે તેને પણ તેજ વખતે મરવું પડશે, એટલે તેમ સમજીને હું તો મ્હારી આજેજ તૈયારી કરૂં છું.

**વિદ્યાગૌરી**—વળી શાની ?

**ધનલક્ષ્મી**—વિષ ખાઇ મરવાની.

**વિદ્યાગૌરી**—માજી આ શું કહો છો.

**ધનલક્ષ્મી**—હું જે કહું છું તેની તને હમણાંજ ખબર પડશે, ( એમ કહી સપાટાબંધ તે નિચે ઉતરી, અને એક કબાટમાંથી ઝેરી દવાની એક બાટલી હાથમાં લેતાં કહ્યું. )

જો આટલીજ વાર ( એમ બોલી તે બાટલી મોંઢે મુંકવાની તૈયારી કરી )

**વિદ્યાગૌરી**—માજી આ શું કરવા ધાર્યું છે. ( વિદ્યાગૌરી એ ઝડપથી તેની પાસે જઇને બાટલી છીનવી લેતાં કહ્યું )

**ધનલક્ષ્મી**—મે તો મરવાનુંજ ધાર્યું છે, હવે ત્હારે શું કહેવાનું છે. (તેણે વિદ્યાગૌરીના હાથમાંથી બાટલી ખેંચતાં કહ્યું)

**વિદ્યાગૌરી**—માજી હવે તો હદ થઇ, માટે મુંકી દયો, ( તેણે બાટલી મજબુત રીતે હાથમાં પકડીને કહ્યું )

**ધનલક્ષ્મી**—હદ તો સોનાપુર જઇશ ત્યારે થશે, માટે બાટલી લાવ, ( એમ બાટલી ખેંચતાં કહ્યું )

**વિદ્યાગૌરી**—પણ તમે મુંકી દયો, હું હમણાંજ આપું છું.

**ધનલક્ષ્મી**—ભલે ત્યારે લાવ ( બાટલી મુંકી દઇને કહ્યું )

**વિદ્યાગૌરી**—જરા બેસો આપું છું.

**ધનલક્ષ્મી**—પણ ક્યારે ?

**વિદ્યાગૌરી**—એક વાત પુછી લઉં ત્યારે.

**ધનલક્ષ્મી**—ભલે પુછી લે.

**વિદ્યાગૌરી**—માજી તમને આવી રીતે મરવામાં શું ફાયદો થનાર છે ?

**ધનલક્ષ્મી**—ત્યારે તને મ્હારી સલાહ મંજુર કરવામાં શું નુકશાન થનાર છે ?

**વિદ્યાગૌરી**—બાળ હત્યા કરવાનું પાપ લાગે છે તે.

**ધનલક્ષ્મી**—તે સિવાય બીજું કાંઇ. ?

**વિદ્યાગૌરી**—બીજું કાંઇ નહિં.

**ધનલક્ષ્મી**—તો પછી ત્હારૂં તે પાપ હું માથે વ્હોરીને તને સલાહ આપું છું કે તું કોઇપણ રીતે ગર્ભપાત કરીને આ આફતમાંથી મુક્ત થા, અને મને પણ આ સંકટમાંથી મુક્ત કર.

**વિદ્યાગૌરી**—શું તે પાપ તમે માથે વ્હોરો છો ?

**ધનલક્ષ્મી**—હા.

**વિદ્યાગૌરી**—ભલે ત્યારે, હું ગર્ભપાત કરીશ.

**ધનલક્ષ્મી**—ક્યારે. ?

**વિદ્યાગૌરી**—આવતે કાલ.

**ધનલક્ષ્મી**—સત્ય કહે છે. ?

**વિદ્યાગૌરી**—હા, સત્યજ કહું છું.

**ધનલક્ષ્મી**—ઠીક ત્યારે જોઉં છું.

**વિદ્યાગૌરી**—ભલે જોજો.

એમ કહી તેણે તે બાટલી કબાટમાં મુંકી, અને તુરતજ દીવાનખાનામાં હાજરી આપી, અને ત્યારબાદ સાંજનું વાળુ કરી સમય થતાં શયનગ્રહ કર્યું અસ્તુ.



## પ્રકરણ ૧૭ મું.

### દવાની યોજના.

પ્રિય વાંચક વિદ્યાગૌરીના રદય પટમાં ગર્ભનું રક્ષણ કરવા માટે કેટલી લાગણી છે, તે તું સ્પષ્ટ સમજી શકયો હોઇશ, પણ તે તેનો બચાવ કરી શકશે કે કેમ ? તેજ એક મહત્વનો પ્રશ્ન છે. હું તો એમજ ધારૂં છું કે તેને ધનલક્ષ્મીના પાપી પંજામાંથી મુક્ત થવું મુશકીલ છે. કારણ કે તેણે તેના વિષપાન નો અટકાવ કરતી વખતે તેને સ્પષ્ટ જણાવ્યું છે, કે હું ગર્ભ-પાત કરીશ, એટલે હવે તો તે તેનો કોઇપણ રીતે બચાવ કરી શકે તેમ દેખાતું નથી. બીજે દીવસ તે તેજ વિચાર કરતી, એક પલંગપર બેઠી હતી. આ વખતે તે મહાંન પ્રશ્ચાતાપ કરતી મંન સાથે કહેવા લાગી કે ખરેખર હું તેનો કોઇપણ રીતે બચાવ કરી શકીશ નહિં. ત્યારે શું હું ગર્ભપાત કરીશ ? બસ હવે તો તેજ કરીશ, અને તે અઘોર પાપ તેને હવાલે કરીને હું આ આફતમાંથી મુક્ત થઇશ, એમ વિચાર કરતી હતી. એટલામાં લલીતાએ ઘરમાં પ્રવેશ કરતાં પુછયું. કેમ બ્હેન શું વિચાર કરે છે. એટલે તેણે તેનો સત્કાર કરતાં નિચે મુજબ કહ્યું.

વિદ્યાગૌરી—બ્હેન વિચાર તો તેજ કરૂં છું.

લલીતા—શું રમણનો ?

વિદ્યાગૌરી—હા, બ્હેન.

લલીતા—બ્હેન તે તો ઇસ્પીતાલમાં છે.

વિદ્યાગૌરી—શું ઇસ્પીતાલમાં ?

લલીતા—હા, બ્હેન મેં તેની એક યુવક માર્ફત ચોકસ ખબર મેળવી છે. જો કે પ્રથમ તો હું એમજ ધારતી હતી કે તે પ્રવાસમાં હશે, પણ તેમ નથી, તે એકાએક બિમાર થવાથી તેને તેના એક મિત્ર માર્ફત ત્યાં લઇ જવામાં આવેલ છે. એટલે હજુ પણ તે ત્યાંજ છે.

**વિદ્યાગૌરી**—ત્યારે તેને પત્ર નહિં લખવાનું પણ તેજ કારણ હોવું જોઈએ.

**લલીતા**—હા બ્હેન હું તો એમજ ધારૂં છું.

**વિદ્યાગૌરી**—તો પછી મને તેની મુલાકાત લેવામાં શું વાંધો છે.

**લલીતા**—બ્હેન આવા ગંભીર સમયપર ત્હારે તેની મુલાકાત લેવી તે જોખમ ભરેલું છે. એટલે હું તને તે સલાહ આપતી નથી.

**વિદ્યાગૌરી**—ત્યારે હવે તું મને શું સલાહ આપે છે ?

**લલીતા**—ગર્ભપાત કરવાની.

**વિદ્યાગૌરી**—કેમ પુનર્લગ્ન કરવાની નહિં ?

**લલીતા**—ના, હમણાં હું તને તે સલાહ આપી શક્તિ નથી. કારણ કે એક બાજુ તને પાંચમો મહિનો પુરો થવા આવ્યો છે. અને છક્કો બેસવાની તૈયારી છે. અને બીજી બાજુ તે પણ નિરાધાર થઇ ઈસ્પીતાલમાં પડેલ છે. એટલે આવા ગંભીર સમયપર ત્હારે તે આશાપર રહેવું. તે કરતાં ગર્ભપાત કરીને આ આફતમાંથી મુક્ત થવું તે વિષેશ સારૂં છે.

**વિદ્યાગૌરી**—બ્હેન ખરેખર હું કમનસીબ છું. ત્યારેજ મ્હારી અને તેની આ દશા થવા પામી છે. નહિંતર મને આવું અઘોર પાપ કરવા જેવો સમય પ્રાપ્ત થઈ શકેજ કેમ ?

**લલીતા**—બ્હેન તે સારી સ્થિતિમાં હોત તો તું કદી પણ આ સમય પ્રાપ્ત કરી શક્ત નહિં. પણ કહ્યું છે કે.

**विधिरेव मनुष्याणां । बलवान्प्रोच्यते बुधैः ॥**
**शुभं वा यदि वाऽशुभं । तदाधीनं विवर्तते ॥**

તે મુજબ મનુષ્યોને પ્રારબ્ધ એજ બળવાંન છે. એટલે સારૂં યા ખોટું પણ તેનાથીજ થાય છે, જેમાં આપણું કાંઈ પણ બળ ચાલતું નથી. એટલે આ વખને ત્હારે પણ તેમ સમજીને તે કાર્ય કરવું તે ત્હારો ધર્મ છે.

વિદ્યાગૌરી—બ્હેન ખરૂં પુછતી હો તો તે કાર્ય કરવું તે મ્હારો ધર્મ નથી. પણ વિષ ખાઈને મરવું તેજ ધર્મ છે. કારણ કે જે બાળક મ્હારા આશ્રય તળે રહીને મ્હારૂં સરણ ભોગવે છે. તે બાળકને એ ગુન્હે મારીને મ્હારો બચાવ કરવો તે કરતાં મ્હારે અને તેને એક સાથે મરવું તે વિશેષ સારૂં છે. પણ તે સબંધમાં મ્હારી માતા વિરૂદ્ધ હોવાથી હું તે પણ કરી શક્તિ નથી. કારણ કે ગયે કાલ તેણે તેજ રકજકમાં વિષ ખાઈ મરવાની તૈયારી કરી હતી. એટલે તે વખતે મે તેનો અટકાવ કરીને ગર્ભપાત કરવાનું કબુલ કર્યું છે. એટલે હવે તો કોઇપણ રીતે તે કામ કર્યા સિવાય છુટકોજ નથી.

**લલીતા**—તો પછી તે વિચાર ક્યારે રાખ્યો છે?

**વિદ્યાગૌરી**—તું દવા લાવી આપીશ ત્યારે.

**લલીતા**—તે તો, હું તને આજેજ લાવી આપીશ.

**વિદ્યાગૌરી**—તો પછી હું આજેજ તૈયાર છું.

**લલીતા**—શું સત્ય કહે છે.

**વિદ્યાગૌરી**—હા બ્હેન હવે તો સત્યજ કહું છું.

**લલીતા**—ઠીક ત્યારે હું હમણાંજ જઉં છું. અને દવા લઈને આવું છું. ( એમ કહી લલીતા વિદાય થઈ )



## પ્રકરણ ૧૮ મું.

### પત્રનો ગેરઉપયોગ.

પ્રિય વાંચક વિદ્યાગૌરી હજીસુધી રમણનો પત્ર મેળવી શકી નથી. તેનું શું કારણ હશે, તે જાણવાની આપણને ખાસ જરૂર છે. માટે તે તરફ દૃષ્ટી કરીએ. રમણે લલીતા કલ્યાંણદાશ એ નામનું સિરનામું કરીને તે પત્ર પોષ્ટ માર્ફત રવાના કર્યો. ત્યારબાદ તેજ સાંજે પોષ્ટમેન તે પત્ર લઈને લલીતા નામ પોકારતો

તેના મુકામપર હાજર થયો, આ વખતે તેનું મકાન બંધ હોવાથી તેણે તેના પડોશની એક બાઇને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**પોષ્ટમેન**—આ સૌ બહાર ગયાં છે કે શું ?

**બાઇ**—હા હમણાંજ બહાર ગયાં છે, કેમ તેનો પત્ર છે ?

**પોષ્ટમેન**—હા.

**બાઇ**—ભલે ત્યારે મને આપો, હું તેને આપીશ.

**પોષ્ટમેન**—પછી ભુલશો નહિં, ( પત્ર હાથમાં મુંકતાં કહ્યું)

**બાઇ**—નારે; ભુલાય કેમ, તે આવશે કે તુરત આપીશ. ( પત્ર હાથમાં લેતાં કહ્યું )

પ્રિય વાંચક પોષ્ટમેન ઉપરનો પત્ર આ બાઇના હવાલે કરી વિદાય થયો. ત્યારબાદ તે પત્રની શું વ્યવસ્થા થઇ તે તરફ દૃષ્ટી કરીએ આ બાઇ ઉર્ફે ગોમતી, જેના પતિનું નામ નખોદલાલ હતું તે તેના નામ પ્રમાણે સર્વગુણ સંપન્ન હતો. મતલબમાં કોઇપણ માણસનું અહિત કરવા માટે તો તે પહેલી હાજરી આપતો, અને તેમાંજ તે આનંદ માનતો, વળી શુંદરલાલ સાથે તેને પ્રથમથીજ અણબનાવ હતો, એટલે તે તેનું કોઇપણ રીતે અહિત કરવાનું ઇચ્છતો હતો. અહિં પોષ્ટમેન વિદાય થયા બાદ તે તુરતજ ઘેર આવ્યો, તે વખતે તેની પત્ર તરફ દૃષ્ટી થતાં, તેણે ગોમતીને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**નખોદલાલ**—પત્ર કોનો છે ?

**ગોમતી**—લલીતાનો.

**નખોદલાલ**—શું લલીતાનો ? ( પત્ર હાથમાં લેતાં કહ્યું )

**ગોમતી**—હા તેનોજ છે.

**નખોદલાલ**—જોઉં તો ખરો ક્યાંથી આવ્યો છે. ( પત્ર ખુલ્લો કરતાં કહ્યું )

**ામતી**—પણ તે જોવાનું તમને શું કારણ છે.

**નખોદલાલ**—તેની ખબર મેળવવાનું.

**ગૌમતી**—પણ તેની તમારે શું ખબર મેળવવી છે,

**નખોદલાલ**—તે હું પછી કહીશ.

એમ કહી તેણે પત્ર વાંચવો સરૂ કર્યો. અને તે પુરેપુરો વાંચીને મંનમાં વિચાર કરતો બોલ્યો, શું લલીતાના નામપર વિદ્યાગૌરીનો પત્ર, અરે જેને હું સપાટામાં લેવા ઇચ્છતો હતો. તેજ યુવકની પુત્રી એક ગંભીર આફતમાં ગિરફતાર છે. બસ હવે તો હું તેને કોઇપણ રીતે મુંકીશ નહિં, એમ વિચાર કરીને તેણે તે પત્ર ખીસામાં મુંકયો. એટલે ગૌમતીએ તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**ગૌમતી**—કેમ લલીતાને આપવો નથી ?

**નખોદલાલ**—ના.

**ગૌમતી**—પણ તેને નહિં આપવાનું શું કારણ છે.

**નખોદલાલ**—કારણ એજ કે આ પત્ર તેનો નથી. પણ વિદ્યાગૌરીનો છે. અને તે ચોકસ માણસ તરફથી લલીતાના નામ પર મોકલવામાં આવ્યો છે. એટલે તે વિષેનો તપાસ કરવા માટે મેં મ્હારી પાસે રાખ્યો છે.

**ગૌમતી**—પણ તે તપાસ કરવાનું તમને શું કારણ છે. ?

**નખોદલાલ**—વેરની વસુલાત લેવાનું.

**ગૌમતી**—કોની સાથે ?

**નખોદલાલ**—શુંદરલાલ સાથે.

**ગૌમતી**—તેણે તમારા શું પાંચ પચિસ દબાવ્યા છે કે તમે તેની સાથે પણ લડવા તૈયાર થયા છો.

**નખોદલાલ**—દબાવ્યા છે ત્યારેજ લડવા તૈયાર થયો છું. હવે ત્હારે શું કહેવાનું છે. ( જરા ચિરડાઇને કહ્યું )

**ગૌમતી**—ભલે ત્યારે ખુશીથી લડો ( એમ કંટાળીને કહ્યું )

પ્રિય વાંચક ઉપર મુજબ ભાશણ પુરૂં થયા બાદ નખોદલાલે સાંજનું વારૂ કરી પોતાના દીવાનખાનામાં હાજરી આપી. અને ત્યારબાદ નિચે મુજબ સિરનામે એક અરજી લખવી સરૂ કરી.

રતનચોક, મદનપુર તા. ૨૪ મી. શુક્રવાર

મદનપુર પોલીસ સુપરિટેન્ડેન્ટ સાહેબ,

હું નિચે સહી કરનાર નખોદલાલ નકામલાલ વિનંતી સાથે જણાવું છું કે મ્હારી પડોશમાં સુંદરલાલ, નગીનદાસની પુત્રી બાઈ વિદ્યાગૌરી જે ઘણાજ લાંબા વખતથી વૈધવ્ય પાળે છે, જેનો ખાંનગી તપાસ કરતાં મને માલુમ પડયું છે કે તેને ચોક્કસ યુવક તરફથી ગર્ભ રહેલો છે. અને તેને લગભગ સાતમો મહિનો પુરો થવા આવ્યો છે. એટલે તે, તે આફતમાંથી મુક્ત થવા માટે ગર્ભપાત કરવાની તૈયારીમાં છે. અને હું ધારૂં છું કે તે એકાદ દીવસમાં તે કામ કરશે માટે મહેરબાની કરીને જેમ બને તેમ તુરતમાં તેનો યોગ્ય બંદોબસ્ત કરશો. તેવી આશા છે,

આ સબંધમાં મેં તેનો ખાંનગી તપાસ કરવા ઉપરાંત તેનો એક પત્ર પણ મેળવ્યો છે. જે આપનું ધ્યાંન ખેંચવા માટે આ અરજી સાથે મોકલવામાં આવ્યો છે તે નોંધ કરશો. એજ

લી. નખોદલાલ નકામલાલ વાંઝીઆ.

પ્રિય વાંચક નખોદલાલે ઉપર મુજબ અરજી લખી પોસ્ટ માર્ફત રવાના કરી. અને ત્યારબાદ મોડી રાત્રે શયનગ્રહ કર્યું.

હવે આપણે તે અરજી તરફ દૃષ્ટી કરીએ. બીજે દીવસ સવારમાં પોષ્ટમેને તે અરજી પોલીસ સુપરિટેન્ડેન્ટ સાહેબના બંગલા પર પહોંચતી કરી. એટલે સાહેબે તે અરજી વાંચીને તુરતજ તેનો તપાસ કરવા માટે સબ ડિવિઝન પોલીશ સ્ટેશન પર મોકલાવી. એટલે ત્યાંના મુખ્ય સાહેબે તે કામ પોલીશ ઈન્સ-પેકટરના હવાલે કર્યું. ત્યારબાદ તેણે શું તપાસ કર્યો તે જાણવા અગાઉ આપણે વિદ્યાગૌરી તરફ દૃષ્ટિ કરીએ.



## પ્રકરણ ૧૯ મું.

### દવાનો બંદોબસ્ત.

પ્રિય વાંચક અહિં વિદ્યાગૌરી લલીતાની રાહ જોતી અને વારંવાર તેજ વિચાર કરતી એક પલંગપર બેઠી હતી. તેની મુખમુંદ્રા તદન લેવાઇ ગઈ હતી. ઘડીમાં ઉભી થઈ આડું અવળું જોતી હતી અને ઘડીમાં અશ્રુપાત રૂદન કરતી હતી. આ વખતે તેણે જરા સાવધ થઇને નિચે મુજબ ગીત ગાવું શરૂ કર્યું.

રાગ બનઝારો.

કરૂં આજ ગર્ભની ખ્વારી, બેમાન થઇ હું નારી.
પુનર્લગ્ન કર્યું નહિ જ્યારે, કરૂં ઘાત ગર્ભનો ત્યારે, શું જુલમ ગુજારૂં ભારે,
છું દીલગીર, સમય ગંભીર, ધરૂં કેમ ધિર, હું થઉ ભલે હત્યારી. કરૂં (૧)
આ વાત હૃદયમા ધારી, કરૂં ઘાત ગર્ભનો હારી, નહિં મુક્ત થવાની બારી.
હું ગભરાઉં, હવે કયાં જઉં, કે ફાંસિ ખાઉં, તો થાય ફજેતી ભારી. કરૂં. (૨)
ધિક્કાર કરે નરનારી, હાંસી કરે પરભારી, બેઠી હવે હું હારી.
છું લાચાર, કરૂં વિચાર, નહિં આધાર, આફત આવી અણધારી. કરૂં. (૩)
લલીતા હજુ નહિં આવી, મેં દવા હતી મંગાવી, લાવે તો મ્હારે ખાવી,
છું તૈયાર, તે આધાર, ખાઉં આવાર, લાવે તો લઉં સ્વીકારી. કરૂં. (૪)
હું તો હવે આ આવી, મંગાવી તે હું લાવી, રાત્રીના ત્હારે ખાવી,
થઇ તૈયાર, કરી વિચાર, ગણી આધાર, તું લે તેને સ્વીકારી કરૂં. (૫)

લલીતાએ દીવાનખાનામાં પ્રવેશ કરતાં વિદ્યાગૌરીના ચાલતા ગાયનના પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં કહ્યું

**વિદ્યાગૌરી**—બ્હેન ત્હારૂ કલ્યાણ થાઓ. તેં મ્હારાપર મહાંન ઉપકાર કર્યો છે. બલ્કે મને એક કારાગ્રહ રૂપી બેડીના બંધનમાંથી મુક્ત કરવા તેં ત્હારો અનહદ ભોગ આપ્યો છે. ખરેખર હું ત્હારી આભારી છું.

**લલીતા**—બ્હેન એમાં ઉપકાર શાનો, આ તો મેં મ્હારી ફરજ બજાવી છે. અને હજુ પણ તેવા કોઇપણ વિકટ સમય પર હું મ્હારી આ જીંદગી જોખમમાં મુંકીને તને સહાયતા કરવા તૈયાર છું.

**વિદ્યાગૌરી**—બ્હેન આ દવા કયારે અને કેવી રીતે લેવાની છે?

**લલીતા**—તે મધ્ય રાત્રિના શુમારે થોડા પાણી સાથે લેવાનું કહ્યું છે.

**વિદ્યાગૌરી**—સિવાય બીજું કાંઇ કહ્યું છે. ?

**લલીતા**—હા, એક માસ પર્યંત પથ્ય પાળવાનું પણ કહ્યું છે.

**વિદ્યાગૌરી**—શું એક માસ પર્યંત. ?

**લલીતા**—હા બ્હેન, ત્યાંસુધી તો ત્હારે અવશ્ય પાળવું જ જોઇએ.

**વિદ્યાગૌરી**—વારૂ, તે સિવાય બીજું કાંઈ છે ?

**લલીતા**—તે હશે તો કાલે કહીશ.

**વિદ્યાગૌરી**—કેમ કાલે ત્યાં જવું પડશે ?

**લલીતા**—હા બ્હેન, ત્હારી આ હકીકત રોશન કરવા માટે જવું પડશે. અને તેના કહેવા મુજબની રકમ પણ કાલેજ આપવી પડશે.

**વિદ્યાગૌરી**—તે કેટલી ?

**લલીતા**—પચિસ રૂપિયા.

**વિદ્યાગૌરી**—શું પચિસ ?

**લલીતા**—હા બ્હેન, તે તો મ્હારી ખાતર, નહિં તો પૌણોસોથી સૌ જેટલી રકમ લઇનેજ દવા આપે છે.

**વિદ્યાગૌરી**—ભલે બ્હેન તે હું તને કાલે આપીશ.

**લલીતા**—બ્હેન તેની તો કાંઈ ફિકર નથી, તું સહીસલામત આ આફતમાંથી મુક્ત થાય, તો જાણે ગંગા નાહ્યા.

**વિદ્યાગૌરી**—હા બ્હેન હું પણ તેજ ઇચ્છું છું, અને ઇશ્વરને પણ તેજ પ્રાર્થના કરૂં છું

**ધનલક્ષ્મી**—કેમ પછી શું બંદોબસ્ત કર્યો. ? (ધનલક્ષ્મીએ દીવાનખાનામાં પ્રવેશ કરતાં બને તરફ દષ્ટી કરીને પુછ્યું.)

**લલીતા**—માજી મેં તેનો સર્વ બંદોબસ્ત કર્યો છે. અને તેને દવા પણ આપી છે. એટલે હવે તો તેને તે મધ્ય રાત્રીના ખાઇને આ આફતમાંથી મુક્ત થવું, તેટલીજ ખોટી છે.

**ધનલક્ષ્મી**—ઠીક ત્યારે તે વખતે હું પણ હાજર રહીશ.

**લલીતા**—હા, માજી તમારે તો રહેવુંજ પડશે.

**ધનલક્ષ્મી**—બ્હેન હવે તો ભાવે પણ રામ અને કભાવે પણ રામ, એટલે તે કામ કર્યા સિવાય છુટકોજ નથી.

**લલીતા**—હા માજી કર્મે આવ્યું તે ભોગવે છુટકો.

**ધનલક્ષ્મી**—ચાલ ત્યારે રસોઇ તૈયાર થઇ છે. (વિદ્યાગૌરી તરફ દૃષ્ટિ કરીને કહ્યું.)

**વિદ્યાગૌરી**—જાઓ હમણાંજ આવું છું.

**ધનલક્ષ્મી**—ઠીક તુરત આવજે. (એમ કહી તે વિદાય થઇ.)

**લલીતા**—બ્હેન હવે હું પણ રજા લઇશ.

**વિદ્યાગૌરી**—પણ સવારમાં વ્હેલી આવજે.

**લલીતા**—ભલે બ્હેન, બને ત્યાંસુધી તો વ્હેલીજ આવીશ. (એમ કહી લલીતા વિદાય થઇ.)

ત્યારબાદ વિદ્યાગૌરીએ સાંજનું વાળુ કરી સમય થતાં શયન ગ્રહ કર્યું. અસ્તુ.



## પ્રકરણ ૨૦ મું.

### ગર્ભ સ્તુતિ.

પ્રિય વાંચક જે બાળા આજ પર્યંત ગર્ભનું રક્ષણ કરવા માટે પ્રયત્ન કરતી હતી, તેજ બાળાએ આજ તેનો સંહાર કરવા માટે પુરતો બંદોબસ્ત કર્યો છે. એ ઉપરથી સમજાય છે કે તે બાળક હવે કોઇપણ રીતે બચી શકે તેમ નથી. જો કે હજુ પણ કિરતારના દરબારમાં તેના આયુષ્યની કલ્પના હશે તો, હું ધારતો નથી કે તે તેના હાથે ખતમ થાય, પણ આ-જના આ સંજોગો ઉપર વિચાર કરતાં હું તો એમજ ધારૂં છું કે તે એક જુજ ટાઇમનો મહેમાન છે. અહિં તેણે પોતાની સર્વ

તૈયારી કરીને, અને ઉપરાંત મધ્યરાત્રિના શુમારે જાગ્રત થવા માટે અંદરના એક ઘડીઆળને આલાર્મ ચાવી આપીને લગભગ આઠ વાગ્યાના શુમારે તેજ વિચારમાં શયનગ્રહ કર્યું. ત્યારબાદ ઘડીઆળમાં લગભગ અગિઆર વાગવાનો શુમાર થયો. આ વખતે તે ધાટ નિંદ્રામાં ઘેરાયેલી હતી. જેને જાગ્રત થવા માટે માત્ર એક કલાક જેટલો સમય બાકી હતો. આ વખતે અંદરના નિરપરાધી બાળક પોતાનો બચાવ કરવા માટે તેને નિચે મુજબ સ્તુતિ કરીને સ્વપ્ન માર્ફત ખબર આપી.

રાગ બનઝારો.

તું માન શિખામણ મારી, નહિં માર મુને મા મારી.
કર નહિં તું મારી ખ્વારી, તું લે મુજને ઉગારી, દે દાન અભય મા મારી,
બચવા કાજ, ધર કાંઇ લાજ, વિનવું આજ, તું થા નહિં હત્યારી. તું० ૧
તેં કર્મ કર્યું છે દારૂણુ, શું ખુન કરે છે મારૂં, હું શરણુ માગવું તારૂં.
તે તું જાંણુ, બચવા પ્રાણુ, દયા કંઇ આંણુ, ગર્ભ પાંચ માસનો ધારી. તું० ૨
તુ જન્મ મુને દેનારી, પોષણુ મારૂં કરનારી મુખડું મારૂં જોનારી,
લાવ તે પ્રેમ, રાખી રહેમ, સમજી એમ, તુ લે મુજને ઉગારી. તું० ૩
વંઝા ફરે પુત્રને માટે કષ્ટ ઉઠાવે મારે માટે, તું ફરે મારવા માટે,
મુજને માત, કરે અપરાધ, કરવા ઘાત, થઇ છેક તું વૈભિચારી તું० ૪
મુજને કદી તુ મારે, ભોગવવું પડશે તારે, તું છોડ મુને આવારે,
લાવી સાન, રાખી જ્ઞાન, મ્હારૂં માન, આ રાજ ગણી સરકારી. તું० ૫
નહિં લગ્ન કર્યું તેં બીજું, અહિં કર્મ કર્યુ તેં ત્રીજું, હવે કર્મ કરે શું નિચું.
આ નહિં યોગ્ય, કર કાંઇ જોગ, કાઢવા રોગ, કર જવા બીજે તૈયારી. તું० ૬
તુજ ભુલ ભોગવે મુજને, શું શર્મ નથી કંઇ તુજને, લઇ ભાગ હવે તું મુજને
આ તૈયાર, કર નહિં વાર, મુંને ઉગાર, કોઇ સ્થળ ભલું નિરધારી. તું० ૭
યાત્રાનું બ્હાનું લેજે, એમ કહી બીજે તું રહેજે, એમ કરી જનમ તું દેજે.
અહિંથી ભાગ, જોઇને લાગ, જલદી જાગ, કર ત્યાગ નગર નરનારી તું. ૮
આ વાત હૃદયમાં ધારી, જો જગ્યા મલે નહિં સારી, હું કહું ત્યાં જા પરભારી
સ્વીકારી બોધ, ત્યાગી ક્રોધ, કરી લે શોધ, ધરપીતાલ હોય સરકારી. તું० ૯
હત્યા કરવી નહિં સારી, ધિક્કાર કરે નરનારી, છે જુલ્મ અતિ એ ભારી
ધરીને ધ્યાન, લાવી સાન, બચવા જાન, લે પુનર્લગ્ન સ્વીકારી તું० ૧

પ્રિય વાંચક અ દરના બાળકે ઉપર મુજબ સ્તુતિ કરીને પોતાનું ભાશણ બંધ કર્યું. કે તુરતજ વિદ્યાગૌરી એકાએક જાગ્રત થઈને મનમાં વિચાર કરતી બોલી, અરે આ શું. એમ કહી તેણે નિચે મુજબ ગાયન શરૂ કર્યું.

ગઝલ.

અરે સ્વપ્નું અતિ ભારી, કહું કોને હું વિસ્તારી,
અરે હું છું જુલમગારી, ખબર તુજને થઈ મારી,
છે આ રાજ સરકારી, કદી થાએ ગીરફ્તારી,
વચન ત્હારૂં હું સ્વીકારી, તને લઉં છું હું ઉગારી.

અરે આ નિરપરાધી બાળક ખરેખર તેં મને આજ ત્હારા ચમત્કારનું ભાન કરાવ્યું છે. બલ્કે મને ઉપદેષ કરીને મ્હારા અજ્ઞાનરૂપી અંધકાળને દુર કર્યુ છે. હું ત્હારી પાસે મ્હારા થયેલ ગુન્હા બદલ ક્ષમા યાચું છું. અને મ્હારા શુદ્ધ અંતઃકરણ પૂર્વક તને અભયદાન આપીને કોઇપણ રીતે ત્હારો બચાવ કરવાની પ્રતિજ્ઞા લઉં છું.

**ધનલક્ષ્મી**—કેમ શું પ્રતિજ્ઞા લે છે. ( ધનલક્ષ્મીના કર્ણપટ પર ઘડીઆળની આલામે ઘંટીનો અવાજ જતાં તેણે એકદમ જાગ્રત થઇને વિદ્યાગૌરી પાસે હાજરી આપતાં અને તે વખતે તેનું ચાલતું ભાષણ સાંભળીને મંનમાં અજાયબ થતાં પુછયું. )

**વિદ્યાગૌરી**—આ બાળકના બચાવ કરવાની.

**ધનલક્ષ્મી**—શું તેનો બચાવ કરવાની ?

**વિદ્યાગૌરી**—હા માજી, લગભગ અડધા કલાક ઉપર તેણે મને સ્વપ્ન માર્ફત સ્તુતિ કરીને જણાવ્યું છે કે તું કોઇ પણ રીતે મને મારીશ નહિં ઉપરાંત તે સબંધમાં તેણે મને જે કાંઈ ઉપદેશ કર્યો છે. તેનું હું આ જગ્યાએ વર્ણન પણ કરી શકિત નથી, એટલે હું તો તેને એક મહાંન પુરૂષ ગણીનેજ મારવાનું મુલતવી રાખું છું.

**ધનલક્ષ્મી**—ત્યારે તે જગ્યાએ તું હવે કોને મારવાનું ઇચ્છે છે.

**વિદ્યાગૌરી**—કોઇને પણ નહિં.

**ધનલક્ષ્મી**—કેમ મને નહિં, ઓ દુષ્ટા છીનાલ ત્હારા આ ભાશણ ઉપરથી તો હું સ્પષ્ટ સમજી ચુકી છું કે તું કોઇ પણ રીતે મને ગરદન મારીને પુનર્લગ્ન કરવાનો વિચાર કરે છે. અને તેજ કારણસર આવી અસત્ય વાતો મુંકીને મને ખોટું સમજાવે છે. પણ યાદ રાખજે કે તેનું પરિણામ કોઇ પણ રીતે સારૂં આવનાર નથી.

**વિદ્યાગૌરી**—ત્યારે શું હું તમને ખોટું સમજાવું છું.

**ધનલક્ષ્મી**—એક વખત નહિં પણ સાત વખત ખોટું, હવે ત્હારે શું કહેવાનું છે.

**વિદ્યાગૌરી**—બસ ત્યારે હું તમારી સાથે વધારે જીદ કરતી નથી.

**ધનલક્ષ્મી**—ત્યારે હવે તું મને શું ખુલાસો આપે છે?

**વિદ્યાગૌરી**—તેનો પુરે માસે જન્મ આપવાનો.

**ધનલક્ષ્મી**—ત્યારે ગર્ભપાત કરવાનો તો નહિંજ?

**વિદ્યાગૌરી**—ના, માજી હવે તો નહિં.

**ધનલક્ષ્મી**—પુત્રી હું તને હજુ પણ સલાહ આપું છું કે તું ગર્ભપાત કરીને આ આફતમાંથી મુક્ત થા, કારણ કે મેં હજુસુધી આ હકીકત ત્હારા પિતાને જાહેર કરી નથી. વળી આ વખતે તેઓ અહિં હાજર પણ નથી. એટલે ત્હારૂં આ કાર્ય આજ સહેલાઇથી થઇ શકે તેમ છે. માટે તે સબંધનો વિચાર કરીને તું હજુ પણ આ અનુકૂલ સમયનો સદ્પ્યોગ કરીશ, તો ભવિષ્યમાં કાંઇપણ વિઘ્ન થવા પામશે નહિં, માટે હું તને પ્રાર્થના કરૂં છું કે તું આ વખતે મ્હારી સલાહ માન્ય કર.

**વિદ્યાગૌરી**—માજી, હું તમારી સલાહને હવે કોઇ પણ રીતે માન્ય કરી શકું તેમ નથી. માટે માફ કરશો.

**ધનલક્ષ્મી**—પણ તને માન્ય નહિં કરવાનું શું કારણ છે.

**વિદ્યાગૌરી**—આ સ્વપ્નનું.

**ધનલક્ષ્મી**—અરે પણ સ્વપ્નું કોઇ વખતે સાચું હોઇ શકે ખરૂં કે. ?

**વિદ્યાગૌરી**—હું કબુલ કરૂં છું કે તે ખોટુંજ હોય, પણ આજના આ સ્વપ્ન ઉપરથી તો મને ખાત્રી થાય છે કે તે તદન સાચું છે.

**ધનલક્ષ્મી**—કેવી રીતે ?

**વિદ્યાગૌરી**—માજી તે સ્પષ્ટ જણાવે છે કે મ્હારૂં ખુન કરવાથી તું ગિરફતાર થઇશ, માટે યાત્રાના બાને અમુક સ્થળે જઇને મ્હારો જન્મ આપ, અગર તો સરકારી ઇસ્પીતાલમાં રહીને મ્હારો બચાવ કર, હવે તે કરતાં તે મને બીજું શું વધારે કહે તે તો કહો. ?

**ધનલક્ષ્મી**—ત્યારે હવે ત્હારી શું ઇચ્છા છે. ?

**વિદ્યાગૌરી**—તેણે કહ્યું તેમ કરવાની.

**ધનલક્ષ્મી**—ત્યારે હું કહું તેમ કરવાની નહિં. ?

**વિદ્યાગૌરી**—ના માજી.

**ધનલક્ષ્મી**—ઠીક ત્યારે હું ત્હારા પિતાને ખબર આપીને અહીં બોલાવું છું. અને જોઉં છું. કે તું કેમ ગર્ભપાત કરતી નથી. ( એમ કહી તે વિદાય થઇ. )

પ્રિય વાંચક ધનલક્ષ્મી વિદાય થયા બાદ વિદ્યાગૌરી તેજ વિચાર કરતી મંન સાથે કહેવા લાગી કે શું હું હવે ગર્ભપાત કરીશ, કદી નહિં, મ્હારૂં જોઇએ તેમ થાય, પણ હું હવે તો મ્હારી પ્રતિજ્ઞા પુર્ણ કરીશ, અને કોઇપણ યોગ્ય સ્થળે આ બાળકનો જન્મ આપીશ, અને ત્યાંસુધીમાં હું રમણ સાથે પુનર્લગ્ન કરવા ભાગ્યશાળી થઇશ, તો મ્હારા તેજ બાળકને હું સાથે લઇને મદનપુરમાં પાછી ફરીશ, પણ હું હવે કોઇપણ રીતે ગર્ભપાત તો નહિંજ કરીશ, એમ વિચાર કરીને તેણે શયનગ્રહ કર્યું. અસ્તુ.



## પ્રકરણ ૨૧ મું.

### અણધારી આફત.

પ્રિય વાંચક હવે આપણે નખોદલાલની અરજી તરફ દૃષ્ટી કરીએ આ અરજી પોલીશ ઈન્સપેકટરના હવાલે થયા બાદ પ્રથમ તો તેણે તે વિષેનો ખાંનગી તપાસ કર્યો. અને ત્યારબાદ બીજે દીવસ સવારમાં ત્યાંના બે પોલીશ સાથે લઈને શુંદરલાલના મુકામ પર હાજરી આપી, આ વખતે વિદ્યાગૌરી ધનલક્ષ્મી સાથે વાતો કરતી બારણા નજીક ઉભી હતી જેની આ ઈન્સપેક્ટર ઉપર દૃષ્ટી જતાં તેણે તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**વિદ્યાગૌરી**—કેમ કોનુ કામ છે ?

**ઈન્સપેકટર**—તમારૂં.

**વિદ્યાગૌરી**—શું મ્હારૂં કામ છે. ? ( જરા અજાયબ થઈને પુછયું )

**ઈન્સપેકટર**—હા બ્હેન તમારો અને તમારા ઘરનો તપાસ કરવા માટે હું આવ્યો છું.

**ધનલક્ષ્મી**—પણ તપાસ શાનો ? ( ધનલક્ષ્મીએ ગભરાઈને પુછયું )

**ઈન્સપેકટર**—તે તમને હમણાંજ ખબર પડશે.

**વિદ્યાગૌરી**—ત્યારે શું તમારી પાસે વૉરંટ છે.

**ઈન્સપેકટર**—હા બ્હેન ( વૉરંટ બતાવતાં કહ્યું )

**વિદ્યાગૌરી**—ભલે તમારી ઇચ્છા હોય તે જુઓ.

**ઈન્સપેકટર**—તમે કયાં સુઓ છો ?

**વિદ્યાગૌરી**—મેડા ઉપર દીવાનખાનામાં.

**ઈન્સપેકટર**—ઠીક ત્યારે પ્રથમ તો મને ત્યાંજ તપાસ કરવાનો છે.

**વિદ્યાગૌરી**—ભલે તમને ઠીક લાગે ત્યાં કરો.

**ઈન્સપેકટર**—વારૂ.

એમ કહી તેણે પડોશના બે ચાર માણસોને ત્યાં પંચ ક્યાસ માટે હાજર કર્યા અને ત્યારબાદ વિદ્યાગૌરીના દીવાનખાનામાં હાજરી આપી અહિં તેણે કેટલીક ચીજો તપાસવાનું સરૂ કર્યું. આ વખતે અંદરના એક ટેબલપર પડેલી કાગળની ચોકસ પુડી તરફ તેની દૃષ્ટી જતાં તે તેણે તુરતજ હાથમાં લઇને તેને ખુલ્લી કરતાં વિદ્યાગૌરીને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**ઇન્સપેકટર**—આ દવા શાની છે ?

**વિદ્યાગૌરી**—પેટના દુઃખાવાની.

**ઇન્સપેકટર**—કયા વૈદે આપી છે ?

**વિદ્યાગૌરી**—તે મ્હારી બેનપણી લાવેલ છે, એટલે મને ખબર નથી.

**ઇન્સપેકટર**—તેનું નામ શું.

**વિદ્યાગૌરી**— લલીતા.

**લલીતા**—કેમ શું કામ છે. ( લલીતાએ તેનું નામ સાંભળીને જરા નજીકમાં જઇ પુછયું )

**ઇન્સપેકટર**—આ દવા કોણ લાવ્યું છે. ( લલીતા તરફ દૃષ્ટી કરીને પુછયું )

**લલીતા**—હું લાવી છું.

**ઇન્સપેકટર**—કોના ત્યાંથી ?

**લલીતા**—રામશંકર વૈદના ત્યાંથી.

**ઇન્સપેકટર**—સારૂં.

એમ કહી તેણે દવાની પુડી ખીસામા મુંકી. અને ત્યારબાદ ધનલક્ષ્મીને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**ઇન્સપેકટર**—તમારી પુત્રીને ગર્ભ રહે કેટલો સમય વ્યતિત થયો છે ?

**ધનલક્ષ્મી**—તમે કેમ જાણ્યું કે તેને ગર્ભ રહેલો છે ?

**ઇન્સપેકટર**—મેં જાણ્યું ત્યારેજ હું તપાસ કરવા માટે આવ્યો છું.

**ધનલક્ષ્મી**—ભલે તપાસ કરવો તે તમારૂં કામ છે. પણ તેને કાંઈ ગર્ભ રહેલો નથી.

**ઇન્સપેકટર**—ઠીક ત્યારે, તે સબંધમાં તમને ત્રણ જણને ચૅાકીપર આવવું પડશે.

**ધનલક્ષ્મી**—પણ અમને ત્યાં લઇ જવાનું શું કારણ છે.

**ઇન્સપેકટર**—તપાસ કરવાનું.

**ધનલક્ષ્મી**—કેમ હજુ તપાસ કરવો બાકી છે ?

**ઇન્સપેકટર**—હા, બાકી છે ત્યારેજ લઈ જઉં છું.

એમ કહી તેણે ત્યાં ઉભેલા એક પોલીશને ગાડી લાવવા હુકમ કર્યો એટલે તે મુજબ તેણે ગાડી હાજર કરી, એટલે ઇન્સપેકટરે આ લોકોને ગાડીમા બેસવા કહ્યુ એટલે ધનલક્ષ્મીએ તેને નીચે મુજબ પ્રશ્ન કર્યો.

**ધનલક્ષ્મી**—પણ આવી રીતે બાઈ માણસને ચૅાકીપર લઇ જવું તે શું કાયદો છે ?

**ઇન્સપેકટર**—બેશક, કાયદો છે ત્યારેજ લઈ જઉં છું. હવે તમારે શું કહેવાનું છે. ( જરા ચિરડાઈને કહ્યું )

**વિદ્યાગૌરી**—માજી પોલીશ સાથે રકઝક કરવી તે કરતાં ત્યાં જવું તેજ વિશેષ સારૂં છે.

**ધનલક્ષ્મી**—ત્યારે શું ચૅાકી પર જવું ?

**લલીતા**—હા માજી, સત્તા આગળ શાહાણપત નકામી છે માટે ચાલો.

પ્રિય વાંચક ઉપર મુજબ ભાશણ પુરૂં થયા બાદ આ ત્રણ જણે ગાડીમાં બેઠક લીધી. એટલે ઇન્સપેકટરે તુરતજ તેઓને ચૅાકી પર પહોંચતાં કર્યાં ત્યારબાદ તેણે ત્યાંના મુખ્ય સાહેબને સર્વ રિપોર્ટ કહી સંભળાવ્યો એટલે સાહેબે તેને પ્રત્યુતરમાં રામશંકર વૈદનો તપાસ કરવાનું અને તેને ચૅાકીપર લઇ આવવાનું કહ્યું. એટલે તે મુજબ તેણે ત્યાંના બે પોલીશ સાથે લઇને તેના દવાખાનામાં હાજરી આપી આ વખતે તે સ્ત્રીઓને દવા

આપવાના કામકાજમાં ગુંથાયેલો હતો, જેની આ ઈન્સપેકટર ઉપર દ્રષ્ટી જતાં તેણે તેનો સત્કાર કરીને તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**રામશંકર**—કેમ સાહેબ શું હુકમ છે ?

**ઈન્શપેકટર**—તમારા દવાખાનાનો તપાસ કરવાનો છે.

**રામશંકર**—શુ તપાસ કરવાનો ?

**ઈન્સપેકટર**—હાજી.

**રામશંકર**—કોના હુકમથી ?

**ઈન્સપેકટર**—મોટા સાહેબના ( વૉરંટ બતાવતાં કહ્યું )

**રામશંકર**—ભલે ખુસીની આપની ઈચ્છા હોય તે તપાસ કરો.

**ઈન્સપેકટર**—બહુ સારૂં.

એમ કહી તેણે પડોશના બેચાર માણસોને ત્યાં પંચક્યાસ માટે હાજર કર્યા. અને ત્યારબાદ ત્યાં દરેક દવાઓ તપાસવાનું સરૂ કર્યું. જેમાં તેણે મુખ્યત્વ કરીને લેબલો પર વિશેશ કાળજી રાખી હતી. અને તે મુજબ તે દવાની દરેક બાટલી તપાસીને એક બાજુ મુંકતો હતો. આ વખતે ગર્ભસુદ્ધી ચુર્ણ એ નામની બાટલી તેના હાથમાં આવતાં તે તેણે ખુલ્લી કરીને તપાસ કર્યો. એટલે તેને વિદ્યાગૌરીના દિવાનખાનામાંથી મેળવેલી પુડીમાંની આ દવા હોવાની ખાત્રી થઈ. એટલે તે તેણે તુરતજ બાજુમાં મુંકી. અને આગળ તપાસવાનું સરૂ કર્યુ. આ મુજબ એકંદર તપાસ પુરો થયા બાદ તેણે તેનો રોજમેળ, ઉધારખાતું, વિગેરે ડાયરી બુકો તપાસવાનું સરૂ કર્યું. આ વખતે ઉધાર ખાતામાં તા ૨૫ મી સનીવારના રોજ ગર્ભસુદ્ધી ચુર્ણ વિદ્યાગૌરી શુંદરલાલના બાકી રૂ. ૨૫) હસ્તે બાઈ લલીતા આ મુજબ નોંધ કરવામાં આવેલ નામ અને રકમ પર તેની દ્રષ્ટી જતાં, તેને આ કેશ પુરવાર કરવાની હિંમત આવી. આ મુજબ તેણે દવાખાનાનો એકંદર તપાસ કરીને બાટલી અને બુક પોતાની બૅગમાં મુંકતાં રામશંકરને નિચે મુજબ કહ્યું.

**ઈન્સપેકટર**—તમને ચોકી પર આવવું પડશે,

**રામશંકર**—પણ શું બાબત છે તે તો કહો. ?

**ઈન્સપેક્ટર**—તે હું ત્યાં કહીશ, જલદી ચાલો.

એમ કહી તેણે ત્યાં ઉભેલા એક પોલીશને ગાડી લાવવા હુકમ કર્યો. એટલે તે મુજબ તેણે ગાડી હાજર કરી. એટલે ઇન્સપેક્ટરે તેને સાથે લઇને પોલીસ સ્ટેશન પર હાજરી આપી. અને ત્યાં સાહેબને સર્વ રિપોર્ટ કહી સંભળાવ્યો. એટલે સાહેબે તેની નિચે મુજબ વ્યવસ્થા કરી.

પ્રિય વાંચક અહિં ઉપર મુજબ સર્વ આરોપી હાજર થયા બાદ સાહેબે તેઓનો એક પછી એક એમ નંબરવાર તપાસ કરીને દરેક જણનો રેકાર્ડ બુકમાં નોંધ કર્યો. જેમાં તેને સ્પષ્ટ જણાયું કે આરોપી નંબર પહેલાએ ગર્ભપાત કરવાનો દૃઢ નિશ્ચય કરીને આ દવા મંગાવી હતી, વળી આરોપી નંબર બીજાએ અને ત્રીજાએ તેને તે કામ બદલ પુરતી સહાયતા આપી હતી. અને તે મુજબ નંબર ચોથાએ પણ જાંણી જોઇને તેને ગર્ભપાત કરાવવા માટે આ દવા મોકલાવી હતી, પણ તે અમુક સંજોગોને લઇને ગર્ભપાત કરી શકી નથી. આ મુજબ તેની ખાત્રી થયા બાદ તેણે તેનો વધુ તપાસ કરવા માટે આ ચાર જણને લૉક અપ કરવાનું કહ્યુ. એટલે તે મુજબ ત્યાંના એક પોલીશે દરેકને અલાયદી કોટડીમાં બંધ કર્યા. અસ્તુ.

---

## પ્રકરણ ૨૨ મું.

### રમણનો ગભરાટ.

પ્રિય વાંચક હવે આપણે રમણ તરફ દૃષ્ટી કરીએ, આ યુવકે આજ રવીવાર હોવાથી ઘરમાંજ શાંતી પકડી હતી. એટલે તેને હજુ સુધી વિદ્યાગૌરી તરફની કાંઇપણ ખબર થવા પામી નહોતી, જોકે તે તો એમજ ધારતો હતો કે હું આજ તેનો પત્ર મેળવવા ભાગ્યશાળી થઇશ. અને તે મુજબ તે તેજ આશામાં તેની રાહ

જોતો બેઠો હતો. પણ તેના કમનસીબે પત્રનો ગેરઉપયોગ થતાં તે તેની કાંઈ પણ ખબર મેળવી શક્યો નહિં. અહિં તેણે સાંજનું વાળુ કરી. લગભગ નવ વાગ્યાના શુમારે શયન થવા તૈયારી કરી. એટલામાં ત્યાં તેના એક મિત્રે ઘરમાં પ્રવેશ કરતાં પુછયું. કેમ મી. રમણ શું ખબર છે. એટલે તેણે તેનો સત્કાર કરતાં નિચે મુજબ કહ્યું.

**રમણલાલ**—તમે આપો તે.

**રતીલાલ**—કેમ તમે આપી શકતા નથી.?.

**રમણુલાલ**—ના સાહેબ, હું તો આજ બહારજ જઇ શક્યો નથી.

**રતીલાલ**—ત્યારે આજ ત્રણ સ્રીઓને અને એક વૈદ્યને એકાએક ગીરફતાર કરવામાં આવેલ છે.

**રમણુલાલ**—શું બાબતમા ?

**રતીલાલ**—બાબત તો ગર્ભપાત કરવાની સંભળાય છે

**રમણુલાલ**—કેમ કોઇએ ગર્ભપાત કર્યો છે.?

**રતીલાલ**—હા. શુંદરલાલ, નગીનદાશની પુત્રીએ.

**રમણુલાલ**—કોણ વિદ્યાગૌરીએ.?.(એકદમ ગભરાઇને પુછયું)

**રતીલાલ**—હા. સંભળાય તો એમજ છે.

**રમણુલાલ**—ત્યારે તેની સાથે બીજી બે સ્રીઓ કોણ છે.?

**રતીલાલ**—તેની માતા અને તેની બેનપણી.

**રમણુલાલ**—આ શું કહો છો ? (એકદમ ગભરાઇને પુછયું)

**રતીલાલ**—મેં તો જે સાંભળ્યું તે કહુંછું.

**રમણુલાલ**—ત્યારે આ લોકોને કયારે ગીરફતાર કરવામાં આવેલ છે ?

**રતીલાલ**—આજ સવારમાં.

**રમણુલાલ**—ત્યારે આ વખતે તમે મ્હારી સાથે આવશો?

**રતીલાલ**—ક્યાં ?

**રમણુલાલ**—પોલીસ ચોકી ઉપર.

**રતીલાલ**—ત્યા કેમ ?

**રમણુલાલ**—તેનો તપાસ કરવા માટે.

**રતીલાલ**—પણ તમને તપાસ કરવાનું શું કારણ છે ?

**રમણુલાલ**—તે લોકો સાથે સબંધ હોવાનું

**રતીલાલ**—ભલે, હું તૈયાર છું પણ મ્હારી સલાહ મુજબ આપણે પોલીશ ચૅાકીપર જવું તે કરતાં મી. ધીરૂ પાસે જઇને તેનો તપાસ કરશો તે વિશેશ સારૂં છે કારણુ કે આ કેશ તેની પાસે છે. અને તે ખાતાનો મુખ્ય ઇન્સપેક્ટર પણ તેજ છે.

**રમણુલાલ**—પણ તમને તેની સાથે સબંધ છે ?

**રતીલાલ**—હાજી ઘણોજ સારો સબંધ છે?

**રમણુલાલ**—ભલે ત્યારે ચાલો.

એમ કહી તે તુરતજ ત્યાં જવા નિકળ્યો, અને સપાટાબંધ તેની સાથે આગળ વધ્યો. લગભગ દશ એક મીનીટ બાદ તેઓ બને ત્યાં પહોંચ્યા. અને તુરતજ તેના મુકામપર હાજરી આપી, આ વખતે મી ધીરૂ શયન થવાની તૈયારીમાં હતો. જેને આ લોકો આવ્યાની ખબર થતાં તે તુરતજ બહાર આવ્યો, અને બંનેનો સત્કાર કરતાં નીચે મુજબ પ્રશ્ન કર્યો.

**ધીરૂભાઇ**—પધારો મી. રતીલાલ આ વખતે ક્યાંથી ?

**રતીલાલ**—આ વખતે આપની પાસે જરૂરનું કામ હોવાથી આવ્યો છું.

**ધીરૂભાઇ**—ભલે ખુશીથી જે હોય તે ફરમાવો.

**રતીલાલ**—આજ ત્રણ સ્ત્રીઓને પકડવામાં આવેલ છે તે સબંધમાં આપ જે કાંઇ જાણતા હો તે મહેરબાની કરીને જણાવશો.

**ધીરૂભાઇ**—કેમ તે સ્ત્રીઓ સાથે આપનો કાંઇ સંબંધ છે?

**રતીલાલ**—હાજી, સબંધ છે, ત્યારેજ હું આપની પાસે આવ્યો છું.

**ધીરૂભાઇ**—ભલે, આમાંની એક સ્ત્રીએ ગર્ભપાત કરવાની તૈયારી કરી હતી. અને તે સબંધમાં બીજી બે સ્ત્રીઓએ

તેને સહાયતા આપી હતી. એટલે તે ગુન્હા બદલ બન્નુ જણને પકડવામાં આવેલ છે.

**રતીલાલ**—ત્યારે તે સ્ત્રીએ ગર્ભપાત તો કર્યો નથી ?

**ધીરૂભાઇ**—નાજી.

**રતીલાલ**—ત્યારે તમે કેવી રીતે કહી શકો છો કે તે ગર્ભપાત કરવાની તૈયારીમાં હતી ?

**ધીરૂભાઇ**—મુદ્દા માલ ઉપરથી એટલે તેનો તપાસ કરતાં મને દવાની પુડી મલી છે. અને તે મુજબ તેણે કબુલ પણ કર્યું છે વળી રામશંકર વૈદના દવાખાનામાંથી પણ મેં તેજ દવા મેળવી છે. અને તે મુજબ તેના ઉધાર ખાતામાં પણ તે દવા રૂપિયા પચીસની કિંમતે વિદ્યાગોરીના નામ પર હસ્તે લલીતા એમ નોંધ કરેલી છે. એટલે તેને પણ તેજ આધારે પકડયો છે.

**રતીલાલ**—પણ તમે આ ખબર કેવી રીતે મેળવી શકયા?

**ધીરૂભાઇ**—તે એવી રીતે કે એક ચોકસ યુવકે લલીતા કલ્યાંણદાશના સિરનામે વિદ્યાગૌારીને પત્ર લખ્યો હતો. તે પત્ર પોષ્ટમેનની બેદરકારીના લીધે નબોહલાલ નામના એક યુવકને મલવાથી તેણે તે પત્ર એક અરજી સાથે ફાઇલ કરીને પોલીશ સુપરિટેન્ડેન્ટ સાહેબને મોકલાવ્યો. એટલે તે સાહેબે અમને તેનો તપાસ કરવાની ખબર આપી. એટલે તે મુજબ અમને આ કામ કરવાની ફરજ પડી.

**રમણલાલ**—ધીરૂભાઇ તે ચોકસ યુવક હું પોતેજ છું. એટલે મેં તેને ગયા શુક્રવારે ગર્ભપાત નહિં કરવાના સબંધમાં પત્ર લખ્યો હતો. અને તે લલીતાના સિરનામે મોકલવામાં આવ્યો હતો. તે પત્ર એક લોફર માણસના હાથમાં જતાં તેનું આ પરિણામ આવ્યું છે. એમ હું સ્પષ્ટ સમજી શકયો છું. ખેર, હવે આ સબંધમાં આપણે શું કરવાની જરૂર છે તે હું આપને પુછું છું.

**ધીરૂભાઇ**—ત્યારે રમણલાલ કનૈયાલાલ આપનુંજ નામ છે?

**રમણલાલ**—હાજી.

**ધીરૂભાઈ**—ત્યારે તે ગર્ભ તેને આપની તરફથીજ રહેલો છે?

**રમણુલાલ**—હાજી.

**ધીરૂભાઈ**—તો પછી તમે તેના જામીન થશો, તો હું તેઓને સવારમાંજ મુક્ત કરીશ, પછી શું વાંધો છે.

**રમણુલાલ**—ભલે હું જામીન થવા તૈયાર છું.

**ધીરૂભાઇ**—તો પછી આપ સવારમાં પધારજો.

**રમણુલાલ**—બહુ સારૂં.

**રતીલાલ**—ધીરૂભાઇ આ કામ મ્હારૂં પોતાનું સમજીનેજ કરવાનું છે. માટે જરા ધ્યાંન રાખજો.

**ધીરૂભાઈ**—ભલે, કાંઇ ફિકર નહિં.

**રતીલાલ**—રમણભાઈ હવે કાંઇ પુછવાનું છે. ?

**રમણુલાલ**—ના હવે કાંઇ નથી.

**રતીલાલ**—ભલે ત્યારે ચાલો.

એમ કહી બંને જણુ મી. ધીરૂને આખીરનું વંદન કરી બહાર નિકળ્યા અને સપાટાબંધ ઘર તરફનો રસ્તો લીધો, રાત્રી વિશેષ થઈ હતી એટલે રતીલાલ વચમાંથીજ રમણને વંદન કરીને ઘર તરફ વિદાય થયો. એટલે રમણે પણ તુરતજ ઘેર આવી શયનગ્રહ કર્યું. અસ્તુ.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### વિદ્યાગૌરીને રમણનો મેળાપ.

પ્રિય વાંચક રમણે શયનગ્રહ તો કર્યું પણ તેને વિદ્યાગૌરીની આફતનું વારંવાર સ્મરણ થતાં તેને લેશ પણ નિંદ્રા આવી નહિં. આ વખતે તે મનમાં વિચાર કરતો બોલ્યો. અહા!!! શું પરિણામે મ્હારા પત્રનો આ ઉપ્યોગ થયો. શું તે બંધનની બેડીઓમાં ગિરફતાર થઈ, ત્યારે શું હું તેને આવા ગંભીર સમયપર કાંઇ પણ શાંતી આપી શકીશ નહિં, શું હું તેનું દર્શન કરવા પણ

ભાગ્યશાળી થઇ શકીશ નહિં, કેમ નહિં ભલે હું પણ તેની સાથે ગિરફતાર થઉં તેની મને લેશ પણ દરકાર નથી, પણ આ વખતે હું તેની મુલાકાત તો જરૂર લઇશ, એમ દૃઢ નિશ્ચયે કરીને લગભગ મધ્ય રાત્રીના શુમારે તે પોલીસ ચૉકી પર જવા તૈયાર થયો. અને સપાટાબંધ બહાર નીકળી તે તરફ આગળ વધ્યો, જેને પુરી દશ મીનીટ નહિં થવા પામી હોય તે આગમજ તો તે ત્યાં પહોંચ્યો.

પ્રિય વાંચક આ વખતે વિદ્યાગૌરી શું સ્થિતિમાં હશે તે જાણવાની આપણને ખાસ જરૂર છે. માટે તે તરફ દૃષ્ટી કરીએ અહિં તે પોલીસના સક્ત પહેરા હેઠળ એક અલાયદી કોટડીમાં અંદરની એક ચટાઇપર જાગ્રત સ્થિતિમાં પડી હતી, જેની મુખ મુદ્રા તદ્દન લેવાઈ ગઈ હતી. ઘડીમાં ઉભી થઈ આડું અવળુ જોતી હતી અને ઘડીમાં અશ્રુપાત રૂદન કરતી હતી, આ વખતે તે જરા સાવધ થઇને મનમાં વિચાર કરતી બોલી હે નાથ, મ્હારૂં પુર્વજન્મનું એવું શું પાપ થવા પામ્યું હશે, કે હું આજ એ ગુન્હે બંધનની બેડીઓમાં ગીરફતાર થઈ છું, હે પ્રભુ ત્હારી સામે હું લાચાર છું, રંક છું, બલ્કે ત્હારી સરણ છું, તું મ્હારી સહાય થા, અને હવે તો મને આ ફાની દુનિયામાંથી મુક્ત કર, એમ કહી તેણે નિચે મુજબ ગીત ગાવું શરૂ કર્યું.

રાગ માલકોષ.

અરે આફતે હું, બની છું બેહાલ.
કરમ દોષનો પુછું, કોને, સવાલ.—અરે, ૧
સ્મરી દુઃખને, પ્રગટે છે, અંગાર.
નિહાળી નજરથી, થતો, હા, હા, કાળ.—અરે. ૨
કહું કયાં જઇ મમ, હાલે, હેવાલ.
ઉગારો, આ આફતથી; હે, દયાલ.—અરે. ૩

પ્રત્યુત્તર.

બચાવા તને હું, કરૂં છું, ઉપાય.
દયાળુ પ્રભુ તને, કરશે, સહાય.—બચાવા ૧

મને દુઃખ ' તારૂં સહ્યું, કેમ; જાય,
નિહાળી નજરથી હૃદય આ ચિરાય,—બચાવા. ૨
કથન તારૂં, આજે કહ્યું કેમ જાય,
દુઃખી દીલ તારૂં, દુઃખી મારૂં, હાય.—બચાવા. ૩
લખ્યું જે લલાટે, થવાનું, તે થાય,
વિધીનો લખ્યો લેખ મિથ્યા નથાય.—બચાવા. ૪

પ્રિય વાંચક આ પ્રત્યુત્તર કોનો હશે તે ત્હારી સમજ બહાર તો નહિંજ હોય, રમણે અંદર પ્રવેશ કરતાં વિદ્યાગૌરીનું ચાલતું ગાયન પુરેપુરૂં સાંભળીને તેણે તેનો પ્રત્યુત્તર આપતાં તેની પાસે હાજરી આપી. એટલે વિદ્યાગૌરીએ તેને યોગ્ય વંદન કરીને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**વિદ્યાગૌરી**—પ્રિય રમણ આ વખતે અહિં ક્યાંથી? ( જરા અજાયબ થઇને પુછયું. )

**રમણલાલ**—આ વખતે અભાગી રમણ ત્હારૂં દર્શન કરવા આવ્યો છે. તને આ સ્થિતિમાં જોઈને હું મહાંન ખીન્ન થઉં છું, પણ શું કરૂં. સરકારના કાયદા આગળ હું લાચાર છું, એટલે હું તને કાંઇપણ વિશેષ જણાવી શકતો નથી, પણ તને એટલું તો કહી શકું છું કે ઈશ્વર સહાય હશે તો હું તને સવારમાંજ મુક્ત કરીશ.

**વિદ્યાગૌરી**—કેમ કાંઈ બંદોબસ્ત કર્યો છે?

**રમણલાલ**—હા, તમને ત્રણ જણને મુક્ત કરવા માટે મેં સર્વ બંદોબસ્ત કર્યો છે. એટલે તે વિષે તું કાંઇ ચિંતા કરીશ નહિં, અને હવે બીલકુલ ગભરાઈશ નહિં, તેજ મ્હારી તને વિનંતી છે.

**વિદ્યાગૌરી**—ભલે, આવા ગંભીર સમયપર આપે મ્હારા પર મહાંન ઉપકાર કર્યો છે. બલ્કે મને દર્શન આપીને કૃતાર્થ કરી છે. તે બદલ ખરેખર હું આપની આભારી છું.

**રમણલાલ**—એમાં આભાર શાનો, આ તો મેં મ્હારી ફરજ બજાવી છે. કારણ કે હું તને મ્હારો શુદ્ધ પ્રેમ અર્પણ

કરી ચુકયો છું. એટલે હવે તો ત્હારા સુખે સુખી અને ત્હારા દુઃખે દુઃખી છું.

**વિદ્યાગૌરી**—ભલે ત્યારે હવે આપ કયારે પધારશો ?

**રમણુલાલ**—હું તો સવારમાંજ હાજર થઈશ.

**વિદ્યાગોરી**—બહુ સારૂં.

**રમણુલાલ**—હવે કાંઈ કહેવું છે ?

**વિદ્યાગૌરી**——ના.

**રમણુલાલ**—ભલે, હવે હું ત્હારી માતાને અને લલીતાને આ ખબર આપીને વિદાય થઉં છું.

એમ કહી તેણે ધનલક્ષ્મીની અને લલીતાની મુલાકાત લીધી. અને તેઓને પણ કેટલીક શાંતી આપીને ઉપરની સર્વ હકીકત સંક્ષેપમાં કહી સંભળાવી. અને ત્યારબાદ તેઓને ચોગ્ય વદન કરીને તે બહાર નીકળ્યો અને ત્યાં ઉભેલા દરેક પહેરગીરનો ઉપકાર માનતો અને તેઓને પણ ચોગ્ય વદન કરતો તે ઘર તરફ વિદાય થયો જ્યાં પહોંચ્યા બાદ તેણે તુરતજ શયનગ્રહ કર્યું. અસ્તુ.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### બંધનનો છુટકારો.

પ્રિય વાંચક બીજે દીવસ સવારમાં રમણે પોતાના નીત્ય નિયમમાંથી મુક્ત થયા બાદ ધીરૂભાઇના મુકામપર હાજરી આપી આ વખતે તે સાહેબના બંગલા પર જવાની તૈયારીમાં હતો. જેની રમણ તરફ દષ્ટી જતાં તેણે તેનો સત્કાર કરીને તેને નિચે મુજબ કહ્યું

**ધીરૂભાઇ**—ચાલો હું પણ તૈયાર છું.

**રમણુલાલ**—ભલે ચાલો.

એમ કહી બને જણ બહાર નીકળ્યા, અને સાહેબના

બંગલા તરફ વિદાય થયા. જ્યાં પહોંચ્યા બાદ પ્રથમ ધીરૂભાઈએ સાહેબની મુલાકાત લીધી. અને તેમને ઉપરની સર્વ હકીકત સંક્ષેપમાં નિવેદન કરી. એટલે સાહેબે તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**સાહેબ**—કેમ તે આવેલ છે ?

**ધીરૂભાઇ**—હા સાહેબ,

**સાહેબ**—ભલે બોલાવો.

**ધીરૂભાઇ**—બહુ સારૂ.

એમ કહી તેણે રમણને ત્યાં આગળ હાજર કર્યો. એટલે સાહેબે તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો,

**સાહેબ**—કેમ તમે ત્રણ સ્ત્રીઓના જામીન થવા કબુલ છો ?

**રમણુલાલ**—હા સાહેબ.

**સાહેબ**—તો પછી તમને વિદ્યાગૌરીના ગર્ભનો બચાવ કરવાની જોખમદારી પણ કબુલ કરવી પડશે.

**રમણુલાલ**—ભલે સાહેબ, હું તે પણ કબુલ કરૂં છું.;

**સાહેબ**—ઠીક ત્યારે હું તેઓને તમારી જામીનગીરી ઉપર મુક્ત કરૂં છું.

એમ કહી સાહેબે તે ખાતાની એક બુકમાં તે વિષેનો નોંધ કરીને તેને સહી કરવા કહ્યુ, એટલે તે મુજમ તેણે ત્યાં આગળ સહી કરી. એટલે સાહેબે ધીરૂભાઈને નિચે મુજમ હુકમ કર્યો.

**સાહેબ**—જાઓ તે ત્રણે સ્ત્રીઓને મુક્ત કરો.

**ધીરૂભાઇ**—બહુ સારૂં.

એમ કહી બંને જણુ બહાર નીકળ્યા. અને તુરતજ પોલીસ ચોકી તરફ વિદાય થયા. જ્યાં પહોંચ્યા બાદ ધીરૂભાઈએ ત્યાંના એક પહેરગીરને તે સ્ત્રીઓ તેની પાસે હાજર કરવાનું કહ્યું એટલે તે મુજબ તેણે તેઓને ત્યાં આગળ હાજરી કરી એટલે ધીરૂભાઇએ તેઓને નિચે મુજબ કહ્યું.

**ધીરૂભાઇ**—જાઓ તમને છોડી મુંકવામાં આવે છે.

**ધનલક્ષ્મી**—બહુ સારૂં.

**ધીરૂભાઇ**—બસ હવે તો તમે ખુસી છો ને? (રમણ તરફ દષ્ટી કરીને પુછ્યું ).

**રમણુલાલ**—હા સાહેબ હું ઘણોજ ખુસી છું. બલ્કે આપનો આભારી છું.

**ધીરૂભાઇ**—કાંઇ ફિકર નહિ મેં મ્હારી ફરજ બજાવી છે.

**રમણુલાલ**—હવે આ કેસ કોર્ટમાં ઉભો રહેશે કે કેમ?

**ધીરૂભાઇ**—ઉભો તો રહેશે, કારણ કે રામશંકર વૈદ આ કેસમાં પહેલા નંબરનો ગુન્હેગાર છે. વળી તેના હાથે તેવા કેટલાક ગુન્હાઓ થવા પામ્યા છે. અને તે તેની ડાયરી બુકો ઉપરથી પુરવાર થઇ ચુકયું છે એટલે તેનો યોગ્ય બંદોબસ્ત કરવા માટે આ કેશ કોર્ટમાં દાખલ કરવાની ખાસ જરૂર છે.

**રમણુલાલ**—ભલે ત્યારે, તે વખતે આપ મને ખબર આપજો.

**ધીરૂભાઇ**—કાંઇ ફિકર નહિં.

**રમણુલાલ**—ઠીક ત્યારે રજા લઉં છું.

**ધીરૂભાઇ**—ભલે ખુસીથી.

પ્રિય વાંચક ઉપર મુજબ ભાષણ પુરૂં થયા બાદ રમણે ત્યાં ઉભેલી એક ગાડી માર્ફત સૌને ઘેર પહોંચતાં કર્યા, અને ત્યારબાદ સૌને ધિરજ આપીને તે પણ ઘર તરફ વિદાય થયો. અસ્તુ.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### શુંદરલાલનો હાજરી.

પ્રિય વાંચક રમણ ઘર તરફ વિદાય થયા બાદ અહિં સૌએ રસોઇ વિગેરે કામનો ઇનશાફ આપી ભોજન કર્યું. અને ત્યાર બાદ ગૃહકાર્યથી મુક્ત થઇ ફુરસદ મેળવી એટલામાં એક યુવકે કંઈક સામન સાથે ઘરમાં પ્રવેશ કરતાં ધનલક્ષ્મીને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**યુવક**—આ સામન કયાં મુકવામો છે?

**ધનલક્ષ્મી**—કોનો છે?

યુવક—તમારો.

ધનલક્ષ્મી—કેમ કોઈ આવ્યું છે ?

યુવક—હા સુંદરલાલ આવ્યા છે.

ધનલક્ષ્મી—ક્યાં છે ? ( સામન ઉતરાવતાં અજાયબ થઈને પુછયું ).

યુવક—આ આવ્યા. (શુંદરલાલને આવતા જોઇને કહ્યું. )

ધનલક્ષ્મી—આમ એકાએક ક્યાંથી. ( સુંદરલાલને ઘરમાં પ્રવેશ કરતાં પુછયું. )

શુંદરલાલ—મુંબઈથી. ( બાજુમાં પડેલા એક કૉચ પર બેસતાં કહ્યું. )

ધનલક્ષ્મી—કેમ કોઇએ ખબર આપી હતી ?

શુંદરલાલ—હા, કલ્યાણદાસે તાર કર્યો હતો.

ધનલક્ષ્મી—તાર કરવાનો તો મેં પણ વિચાર કર્યો હતો. પણ અહિં મ્હારી મદદમાં કોઈપણ માણસ નહિં હોવાથી, અને તેમાં વળી અમે એકાએક ગિરફતાર થવાથી, હું તમને કાંઇપણ ખબર આપી શકી નથી.

શુંદરલાલ—પણ આ તોફાન કેવી રીતે થયું ?

ધનલક્ષ્મી—વિદ્યાગૌરી ઉપરથી.

એમ કહી તેણે અથથી તે ઈતિ સુધીની સર્વ હકીકત કહી સંભળાવી. એટલે શુંદરલાલે તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

શુંદરલાલ—શું છઠ્ઠો મહિનો જાય છે ?

ધનલક્ષ્મી—હા,

શુંદરલાલ—ત્યારે આજ પર્યંત તને આ વાત ગુપ્ત રાખવાનું શું કારણ હતું ?

ધનલક્ષ્મી—મ્હારી મુર્ખતાનું.

શુંદરલાલ—કેમ તેનો ગર્ભપાત કરવાનું નહિ ?

ધનલક્ષ્મી—હા, તે પણ હતું.

શુંદરલાલ—હતું શું તેજ કારણસર તે આ વાત ગુપ્ત રાખીને

આજ આ પરિણામ મેળવ્યું છે એમ કહે. આ તો ઠીક થયું કે તેણે તે કામ કર્યું નહિં, નહિંતર તેનું પરિણામ તો ત્રણ વર્ષની સજાનુંજ હતું. અને તેમાં તે કોઈ પણ રીતે બચી શકત નહિં, બલ્કે તું અને લલીતા પણ તેજ સ્થિતિને પ્રાપ્ત થાત પણ કહ્યું છે કે ઇશ્વર જે કરે તે સારાને, એટલે હું તો હજુપણ પ્રભુનો ઉપકાર માનું છું કે આ કામ થયું નહિં.

**ધનલક્ષ્મી**—હવે તો હું પણ પસ્તાઉં છું અને કબુલ પણ કરૂંછું કે મેં મોટામાં મોટી ભુલ કરી છે. નહિંતર તેનું આ પરિણામ આવત નહિં.

**સુંદરલાલ**—નજ આવત, તે હું તને ખાત્રીથી કહું છું કારણ કે

જે મતી પાછળ ઉપજે, તે મતી આગળ હોય,
કામ ન બિગડે આપણો, દુરીજન હસે ન કોય.

તે મુજબ તમને ત્રણ જણને એકાએક ગિરફતાર થવાનો અને મને અહિં આવવાનો, અને લોકોમાં હાંસીને પાત્ર થવાનો આ પ્રસંગ કદી પણ આવત નહિં.

એમ કહી તેણે વિદ્યાગૌરીના દીવાનખાનામાં હાજરી આપી અને ત્યાં તેની મુલાકાત લઈને તેને પણ કેટલોક ઠપકો આપ્યો એટલે પ્રત્યુત્તરમાં તેણે નીચે મુજબ કહ્યું.

**વિદ્યાગૌરી**—પિતાજી જે કાંઈ થયું તે બદલ હું ક્ષમા યાચું છું, અને હવે પ્રાર્થના કરૂં છું કે આપ કોઈ પણ રીતે મને આ આફતમાંથી મુકત કરો. (એમ રૂદન કરતાં કહ્યું)

**સુંદરલાલ**—ફિકર નહિં હું હવે તેજ વિચારમાં છું.

એમ કહી તે નિચે ઉતર્યો, અને તુરતજ ભોજન કર્યું. ત્યારબાદ ફુરસદ મેળવીને તેણે ધનલક્ષ્મીને નીચે મુજબ પ્રશ્ન કર્યો.

**સુંદરલાલ**—કેમ હવે ત્હારો શું વિચાર છે ?

**ધનલક્ષ્મી**—હવે તો તમારા વિચારે વિચાર છે.

**સુંદરલાલ**—મ્હારો વિચાર તો તેનું પુનર્લગ્ન કરવાનોજછે.

**ધનલક્ષ્મી**—ભલે ત્યારે મ્હારો પણ તેજ વિચાર છે.

**સુંદરલાલ**—ઠીક ત્યારે હું રમણને આજેજ બોલાવું છું

**ધનલક્ષ્મી**—ભલે ખુસીથી

**શુંદરલાલ**—વારૂ.

એમ કહી તેણે રમણને નિચે મુજબ પત્ર લખવો શરૂ કર્યો.

**મી. રમણ.** મદનપુર તા. ૨૭. મી. સોમવાર

હું બપોરની ટ્રેન માર્ફત આવ્યો છું. આશા રાખું છું કે આપ આજ સાંજના ફુરસદ મેળવીને મ્હારી મુલાકાત લેશો. એટલે વધુ ખુલાસો રૂબરૂમાં કરીશ. એજ.

લી. શુંદરલાલ. નગીનદાસના ઘટીત.

શુંદરલાલે ઉપર મુજબ પત્ર લખી એક વિશ્વાસુ માણસ સાથે મી. રમણને મોકલાવ્યો. અને ત્યારબાદ કંટાળેલા મગજની શાંતી અર્થે શયનગ્રહ કર્યું. અસ્તુ.

## પ્રકરણ ૨૬ મું.

### લગ્નનો ઠેરાવ.

પ્રિય વાંચક હવે આપણે રમણ તરફ દ્રષ્ટી કરીએ, અહિં તે સાંજના ઘેર આવ્યો. તે વખતે ઉપરના માણસે પણ ત્યાં હાજરી આપી. અને તેની મુલાકાત લઇને તે પત્ર તેના હવાલે કર્યો. એટલે તેણે તે વાંચીને તેને નિચે મુજબ કહ્યું.

**રમણલાલ**—જાઓ હમણાંજ આવું છું.

**યુવક**—ભલે રજા લઉં છું ( એમ કહી તે વિદાય થયો ) ત્યારબાદ તેણે ફુરસદ મેળવીને સુંદરલાલના મુકામ પર હાજરી આપી. આ વખતે તે સાંજનું વારૂ કરી એક બાજુ વર્તમાન પત્ર વાંચતો હતો. જેની રમણ તરફ દ્રષ્ટી જતાં તેણે તેનો સત્કાર કરીને તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**શુંદરલાલ**—કેમ મી. રમણ મજામાં છો ?

**રમણુલાલ**—હાજી ઘણોજ સારી રીતે છું, પણ આપ એકાએક ક્યાંથી ?

**શુંદરલાલ**—મુંબઇથી.

**રમણુલાલ**—કેમ કોઇએ ખબર આપી હતી ?

**શુંદરલાલ**—હાજી, કલ્યાણદાશે તાર કર્યો હતો.

**રમણુલાલ**—તે તેણે ઘણુંજ સારૂં કર્યું. કારણકે અહિં તે પ્રસંગે તેવો કોઇ પણ પ્રેક્ષક નહોતો, કે આ ત્રણ જણને સહાયતા કરવા તૈયાર થાય, વળી હું પણ રવીવાર હોવાથી. બહાર જઇ શક્યો નહોતો, એટલે મને પણ રાત્રીના આઠ વાગ્યા પર્યંત તો કાંઇ પણ ખબર થવા પામી નહિં. પણ ત્યારબાદ મ્હારા એક મિત્ર તરફથી મને તે ખબર થતાં, મેં તેજ વખતે ધીરૂભાઇ પાસે જઇને તેઓનો યોગ્ય બંદોબસ્ત કર્યો.

**શુંદરલાલ**—પણ પોલીશે આ ખબર કેવી રીતે મેળવી?

**રમણુલાલ**—નખોદલાલની અરજી ઉપરથી.

એમ કહી તેણે તે વિષેની સર્વ હકીકત કહી સંભળાવી. એટલે સુંદરલાલે તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**શુંદરલાલ**—ત્યારે હવે આ કેશ કોર્ટમાં ઉભો રહેશે કે કેમ ?

**રમણુલાલ**—ઉભો તો રહેશે, પણ તેમાં આપણને કાંઇપણ હરકત આવે એવું નથી. એટલે તે વિષે આપ કાંઇપણ ચિંતા કરશો નહિં.

**શુંદરલાલ**—ભલે, ત્યારે મ્હારે આ ચિંતાનો શું બંદોબસ્ત કરવો તે હું આપને પુંછું છું.

**રમણુલાલ**—તે સબંધમાં તો હું આપને પ્રથમથીજ કહી ચુકયો છું, અને તે આપના સ્મરણમાં પણ હશે, એટલે આ જગ્યાએ ફરીથી તેજ વિષય મુંકીને આપને સમજાવવું તે કરતા આપે સમજીને તેનો યોગ્ય બંદોબસ્ત કરવો તેજ વિશેષ સારૂં છે

**શુંદરલાલ**—ત્યારે શું પુનર્લગ્ન કરવું ?

**રમણુલાલ**—મ્હારી તો તેજ સલાહ છે, અને તે કરવું તે

માપની ફરજ છે. કારણ કે આજકાલ ભારતના દરેક શહેરોમાં મુખ્યત્વે કરીને આ વિષય ઉપર વિષેશ ધ્યાંન આપવામાં આવ્યું છે. અને તે મુજબ તેનો કેટલોક પ્રચાર પણ વધતો જાય છે. એટલે હવે તો કોઈપણ માણસે પોતાની અને પોતાના કુટુંબની સહીસલામતી માટે પોતાની વિધુર બાળા યા બ્હેનનું પુનર્લગ્ન કરીને તેને યોગ્ય સ્થળે વિદાય કરવી તે લાખ દરજ્જે શ્રેષ્ટ છે.

વળી આ સબંધમાં વિલાસપુરના ઠાકોર સાહેબે પણ ગયા માસની ૧૫ મી તારીખે રામપ્રસાદ નામના એક યુવકને ફાંસીની સજા કરતી વખતે જાહેર લેકચર આપીને જણાવ્યું હતું કે આવી રીતે પુત્રીનું ખુન કરી ફાંસીને પાત્ર થવું તે કરતાં તેવી બાળાનું સમાજના કોઇપણ યુવક સાથે જાહેરમાં લગ્ન કરવું તે વિશેષ સારૂં છે. અને તેમ સમજીને હું મ્હારા રાજ્યની દરેક કોમને તેવી વિધુર સ્ત્રીઓ માટે પુનર્લગ્ન કરવાની ભલામણ કરૂં છું. આ મુજબ કેટલુંક ભાષણ આપવામાં આવ્યું હતું. એ ઉપરથી આપણે પણ સમજવું જોઇએ કે પરિણામે અમુલ્ય જીવન જોખમમાં મુકવું તે કરતાં તેનું પુનર્લગ્ન કરવું તેજ વિશેષ સારૂં છે.

**શુંદરલાલ**—ઠીક ત્યારે હું પણ હવે તેજ વિચાર કરૂં છું.

**રમણુલાલ**—ભલે ખુસીથી, કોની સાથે?

**શુંદરલાલ**—આપની સાથે.

**રમણુલાલ**—ભલે હું આપના વચનનો સ્વીકાર કરૂં છું. (જરા સરમાઇને કહ્યું.)

**સુંદરલાલ**—ઠીક જરા બેસો.

એમ કહી તેણે એક માણસ સાથે બાજુના એક પંડીતને ઘેર આવવાનું આમંત્રણ કર્યું એટલે તે મુજબ તેણે ત્યાં આગળ હાજરી આપી એટલે શુંદરલાલે તેનો સત્કાર કરીને તેને નિચે મુજબ કહ્યું.

**શુંદરલાલ**—પંડીતજી એક લગ્ન જોવાનું છું.

**પંડીત**—ભલે ખુસીથી, કોનું?

**શુંદરલાલ**—વિદ્યાગૌરીનું.

**પંડીત**—ત્યારે તો પુનર્લગ્ન કરવાનું હશે ?

**શુંદરલાલ**—હાજી,

**પંડીત**—કોની સાથે ?

**શુંદરલાલ**—રમણલાલ સાથે.

**પંડીત**—ભલે કહું છું. (એમ કહી તેણે પંચાંગમાં તપાસ કરવો શરૂ કર્યો.)

સુદ્ધ લગ્ન તો વસંત પચમીને ગુરૂવારનું આવે છે માટે તે રાખો. (પંચાંગમાં તપાસ કરીને કહ્યું.)

**શુંદરલાલ**—ભલે ખુશીથી, કેટલા વાગે ?

**પંડીત**—સવારના સાડા આઠ વાગે.

**શુંદરલાલ**—ભલે ત્યારે તે વખતે આપ જરૂર પધારજો.

**પંડીત**—લગ્ન ક્યાં આગળ કરવાનુ છે ?

**શુંદરલાલ**—આપણા બંગલામાં.

**પંડીત**—ઠીક ત્યારે હું ત્યાંજ આવીશ. ( એમ કહી તે વિદાય થયો. )

ત્યારબાદ શુંદરલાલે રમણ તરફ દૃષ્ટી કરીને તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**શુંદરલાલ**—તે દીવસે કઇ તારીખ આવે છે ?

**રમણલાલ**—સાતમી.

**શુંદરલાલ**—ઠીક ત્યારે ત્યાં સુધીમાં તમે પણ તૈયાર થજો.

**રમણલાલ**—બહુ સારૂં, બીજું કાંઇ ?

**શુંદરલાલ**—બસ એજ.

**રમણલાલ**—ઠીક ત્યારે રજા લઉ છું. ( એમ કહી રમણ ઘર તરફ વિદાય થયો.)

ત્યારબાદ અહિં સૌએ સમય થતાં શયનગ્રહ કર્યું. અસ્તુ.



## પ્રકરણ ૨૭ મું.

### આનંદનો ઉભરો.

પ્રિય વાંચક હવે આપણે વિદ્યાગૌરી તરફ દ્રષ્ટી કરીએ, અહિં સુંદરલાલે તેની મુલાકાત લીધી. ત્યારથી તેણે એક નવું જીવન પ્રાપ્ત કર્યું હતું. અને તે તેને આ આફતમાંથી મુક્ત કરશે તેવી તેને ખાત્રી પણ થઇ ચુકી હતી. વળી તે મુજબ રમણની હાજરી અપાતાં અને પરિણામે તેનું પુનર્લગ્ન કરવાનું નક્કી થતાં તો તેના હર્ષનો કાંઇ પાર રહ્યો નહોતો. બીજે દીવસે તે તેજ વિચાર કરતી અને મનમાં મહાંન આનંદ માનતી એક પલંગપર બેઠી હતી આ વખતે તે મંન સાથે કહેવા લાગી કે શું હું હવે પુનર્લગ્ન કરવા ભાગ્યશાળી થઈશ, બેશક, આ પણ એક મ્હારા બાળકની ક્રિપાનુંજ ફ્લ છે. નહિંતર હું કદીપણ આ કાર્યમાં ફતેહમંદ થઈ શકત નહિં ખરેખર હું તો એમજ ધારૂં છું કે આ કોઇ બાળક નહિં. પણ મહાપુરૂષજ છે. કે જેણે મને સ્પપ્ન માર્ફત સ્તુતિ કરીને તેનું તો શું બલ્કે મ્હારૂં. પણ રક્ષણ કર્યું છે. એમ વિચાર કરતી હતી એટલામાં લલીતાએ દીવાનખાનામાં પ્રવેશ કરતાં પુછયું. કેમ બ્હેન હવે શું વિચાર કરે છે એટલે તેણે તેનો સત્કાર કરતાં નિચે મુજબ કહ્યું-

**વિદ્યાગૌરી**—બ્હેન હવે તો ત્હારો વિચાર કરૂં છું.

**લલીતા**—મ્હારો શું વિચાર કરે છે ?

**વિદ્યાગૌરી**—ત્હારા પુનર્લગ્નનો.

**લલીતા**—અરે પણ ત્હારૂં તો કર, પછી મ્હારૂં જોઇ લેવાશે.

**વિદ્યાગૌરી**—મ્હારૂં તો થઇ ચુકયું, એમજ સમજને.

**લલીતા**—પણ કેવી રીતે ?

વિદ્યાગૌરી—કાલે નક્કી થયું તેવી રીતે.

એમ કહી તેણે તે વિષેની સર્વ હકીકત કહી સંભળાવી એટલે લલીતાએ તેને નિચે મુજબ કહ્યું.

**લલીતા**—બ્હેન ત્હારી આ વાત સાંભળીને હું ઘણીજ ખુસી થઉ છું. અને ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું કે ત્હારૂં આ કાર્ય નિર્વીઘ્ને પરિપુર્ણ થાઓ.

**વિદ્યાગૌરી**—બ્હેન તારૂં વચન સત્ય થાઓ.

**લલીતા**—બ્હેન હવે તો સત્યજ થશે, કારણ કે આજ પર્યંત તેં આ કાર્ય બદલ મુશીબત વેઠવામાં કાંઇપણ બાકી રાખી નથી, એટલે હવે તો કોઈપણ રીતે તે કાર્ય થવુંજ જોઇએ.

**વિદ્યાગૌરી**—બ્હેન તે તો થશે, પણ આ જગ્યાએ હું ત્હારો વિચાર કરૂં છું તેનું કેમ?

**લલીતા**—બ્હેન હું પણ તેજ વિચાર કરૂં છુ કારણ કે આજ પર્યંત હું છુપી અનિતીનો ભોગ આપી પરિણામે ગર્ભ-પાત જેવી બાળહત્યા કરીને મ્હારો બચાવ કરતી હતી, પણ ત્હારા આ કેશમાં મને પુરેપુરો અનુભવ થતા, હું પણ હવે મ્હારી સહીસલામતીની ખાતર પુનર્લગ્નજ ઇચ્છું છું.

**વિદ્યાગૌરી**—ત્યારે શું આજ પર્યંત તું ગર્ભપાત કરીને ત્હારો બચાવ કરતી હતી?

**લલીતા**—હા બ્હેન હું કરતી હતી ત્યારેજ તને પણ તેજ સલાહ આપી હતી.

**વિદ્યાગૌરી**—પણ તે તું કેવી રીતે કરતી હતી?

**લલીતા**—મ્હારી માતાની સહાયતા મેળવીને, મ્હારા મકાનમાં

**વિદ્યાગૌરી**—ત્યારે આ કામ તે કેટલીક વખત કર્યું હશે?

**લલીતા**—બે વખત.

**વિદ્યાગૌરી**—શું બે વખત?

**લલીતા**—હા બ્હેન.

**વિદ્યાગૌરી**—ત્યારે આ સંબંધમાં ત્હારા પિતા પણ જાણી-તાજ હોવા જોઇએ.

**લલીતા**—હા બ્હેન તે પણ સારી રીતે જાણે છે.

**વિદ્યાગૌરી**—ત્યારે આ ઉપરથી હુ તો એમજ ધારૂં છું કે આપણા જેવી કોઇપણ બાળા ગર્ભપાત જેવી બાળહત્યા કરીને પોતાનો બચાવ કરવાનું ઇચ્છતી હોય, તો તેનું મુખ્ય કારણ પોતાના માતા પિતાનુંજ છે.

**લલીતા**—બ્હેન કારણ તો તેજ છે. નહિતર આપણી વણીક પુત્રીઓના હાથે આવું અઘોર પાપ કદી પણ થવા પામે નહિં.

**વિદ્યાગૌરી**—ખરેખર ત્હારી આ વાત સાંભળીને હું મહાંન દીલગીર થઉં છું. અને હવે તો ઈશ્વર પાસે પ્રાર્થના કરૂં છું કે હે પ્રભુ તું મ્હારા જેવી દરેક વિધુર બાળાનું પુનર્લગ્ન કરાવીને તેને આવા અઘોર પાપ કર્મમાંથી મુક્ત કર.

**લલીતા**—બ્હેન ઇશ્વિરની ક્રિપા હશે તો હવે તેજ થશે, કારણકે આપણા જેવી દરેક બાળાઓ પણ તેજ વિચાર કરે છે. અને બીજવર પણ તેજ ઇચ્છે છે. અને તેમાં વળી ત્હારૂં પુનર્લગ્ન થવાનું પણ ચોક્કસ થઇ ચુક્યું છે. એટલે હવે તો કોઇ પણ માણસ ત્હારૂં આ કાર્ય દ્રષ્ટાંત રૂપે મુંકીને પણ પોતાનું પુનર્લગ્ન કરવા તૈયાર થશે. અને તે મુજબ હું પણ હવે તેજ તૈયારીમાં છું. એટલે તે વિષે તું કાંઇપણ ચિંતા કરીશ નહિં.

**વિદ્યાગૌરી**—પણ તું પુનર્લગ્ન કોની સાથે કરીશ તેતો કહે?

**લલીતા**—જેને હું ચ્હાઉં છું તેનીજ સાથે.

વિદ્યાગૌરી—તે કોણ ?

**લલીતા**—મી નદલાલ.

**વિદ્યાગૌરી**—ભલે બ્હેન ત્હારી આ વાત સાંભળીને હું ઘણીજ ખુશી થઉં છું અને તે નિર્વીઘ્ને પરિપુર્ણ થવા બદલ ઇશ્વરને પ્રાર્થના કરૂં છું.

**ધનલક્ષ્મી**—ચાલ બ્હેન રસોઇ તૈયાર થઇ છે. (ધનલક્ષ્મીએ વિદ્યાગૌરી પાસે હાજરી આપતાં કહ્યું).

**વિદ્યાગૌરી**—માજી આવું છું.

**લલીતા**—ઠીક ત્યારે હું પણ હવે રજા લઈશ. (એમ કહી લલીતા વિદાય થઈ)

ત્યારબાદ વિદ્યાગૌરીએ સાંજનું વાળુ કરી સમય થતાં શયનગ્રહ કર્યું. અસ્તું.

## પ્રકરણ ૨૮ મું.

### કેસનો ઠેરાવ.

પ્રિય વાંચક હવે આપણે પોલીશ સ્ટેશન તરફ દૃષ્ટી કરીએ અહિં સાહેબે રામશંકર વૈદનો એક અઠવાડીયા પર્યંત ખાંનગી તપાસ કરીને તે કેશ તા. ૭ મી ગુરૂવારના રોજ કોર્ટમાં દાખલ કરવાનો ઠેરાવ કર્યો. એટલે તે સબંધમાં ધીરૂભાઈએ રમણને પત્ર લખીને તેને નિચે મુજબ ખબર આપી.

મી. **રમણ**, મદનપુર, તા. ૫ મી. મંગળવાર

આપનો કેશ તા. ૭ મી. ગુરૂવારના રોજ કોર્ટમાં દાખલ કરવાનો ઠેરાવ કરવામાં આવ્યો છે. તે સબંધમાં આપ આજ સાંજના ફુરસદ મેળવીને મ્હારી મુલાકાત લેશો. એટલે વધુ ખુલાસો રૂબરૂમાં કરીશ. એજ.

લી. ધીરૂભાઈ એમ. મુનશી, (પોલીસ ઇન્સપેકટર)

ધીરૂભાઈએ ઉપર મુજબ પત્ર લખી ત્યાંના એક પોલીસ માર્ફત મી. રમણને પહોંચતો કર્યો. એટલે તેણે તે પત્ર વાંચીને બીજે દીવસ સાંજના ધીરૂભાઈના મુકામ પર હાજરી આપી, આ વખતે તે સાંજનું વાળુ કરી એક બાજુ વર્તમાનપત્ર વાંચતો હતો. જેની રમણ તરફ દૃષ્ટી જતાં તેણે તેનો સત્કાર કરીને તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**ધીરૂભાઈ**—કેમ મી. રમણ મજામાં છો?

**રમણલાલ**—હાજી ઘણોજ સારી રીતે છું. (બાજુમાં પડેલા એક કોચ પર બેસતાં કહ્યું.)

**ધીરૂભાઈ**—નવીન શું ખબર છે?

**રમણુલાલ**—નવીનમાં તો મેં આપને કંકોત્રી મોકલાવી તેજ છે.

**ધીરૂભાઈ**—હાજી તે વાંચીને હું ઘણોજ ખુશી થયો છું, અને બનશે તો હું ત્યાં પણ આવીશ.

**રમણુલાલ**—ભલે ખુસીથી પધારજો.

ધીરૂભાઈ—આપનો કેશ પણ તેજ દીવસે એટલે આવતે કાલ રાખવામાં આવ્યો છે. કેમ કાંઈ હરકત તો નથીને ?

**રમણુલાલ**—ના, કાંઈ હરકત જેવું તો નથી. કારણ કે લગ્ન સાડાઆઠ વાગે છે. એટલે કોર્ટનો ટાઇમ થતાં સુધીમાં અમે તે કાર્યની સમાપ્તી કરીને ત્યાં આગળ હાજર થઇશું.

**ધીરૂભાઇ**—ભલે ત્યારે તે પણ ઠીક છે.

**રમણુલાલ**—આ કેશમાં વકીલ રોકવાની જરૂર છે કે કેમ?

**ધીરૂભાઇ**—કાંઇપણ જરૂર નથી. અને હશે તો જોઇ લેવાશે.

**રમણુલાલ**—ત્યારે રામશંકર વૈદના સબંધમાં આપ શું ધારો છો ?

**ધીરૂભાઇ**—તેને સજા થવાનું.

**રમણુલાલ**—તેનું શું કારણ ?

**ધીરૂભાઇ**—કારણ એજ કે આજ પ્રર્યંત તેની દવાનો આશ્રય લઇને લગભગ ત્રીશ એક સ્ત્રીઓએ ગર્ભપાત કર્યો છે. અને તે તેની ડાયરી બુકો ઉપરથી, અને કેટલુંક પોલીસના રેકાર્ડ ઉપરથી પુરવાર થઈ ચુકયું છે. એટલે આ કેશમાં તે કોઇ પણ રીતે છુટી શકે તેમ નથી.

**રમણુલાલ**—શું ત્રીશ સ્ત્રીઓએ ગર્ભપાત કર્યો છે ?

**ધીરૂભાઇ**—હાજી.

**રમણુલાલ**—કેટલી મુદતમાં.

**ધીરૂભાઇ**—એક વર્ષ જેટલી.

**રમણુલાલ**—ત્યારે આ ટોટલ મદનપુર શહેરનું છે કે તેના ચોકસ વભાગનું.

**ધીરૂભાઈ**—ચોકસ વિભાગનું.

**રમણુલાલ**—ત્યારે તે હિસાબે મદનપુર શહેરની તેવી એકંદર સ્ત્રીઓનું કેટલું ટોટલ હશે.

**ધીરૂભાઈ**—લગભગ દોઢસોનું.

**રમણુલાલ**—શું દોઢસો જેટલી સ્ત્રીઓ ગર્ભપાત કરતી હશે?

**ધીરૂભાઇ**—હાજી.

**રમણુલાલ**—ખરેખર આપની આ વાત સાંભળીને તો હું મહાંત દીલગીર થઉં છું.

**ધીરૂભાઇ**—મ્હારા મહેરબાન દીલગીર થવા જેવુંજ છે કે જે કામ કસાઇના ઘરમાં પણ થવા પામતું નથી. તે આપણી ઉંચ કોમની હિંદુ જ્ઞાતીઓમાં થાય છે. કે જ્યાં માતા પિતાઓ તેને પુરતી સહાયતા આપીને તેવું અઘોર પાપ કર્મ કરાવે છે. અને એ મુજબ ઉત્તેજન આપીને તેની અમુલ્ય જીંદગી બરબાદ કરે છે.

**રમણુલાલ**—ત્યારે હું પુનર્લગ્ન કરવા તૈયાર થયો હોઉં તો તેનું મુખ્ય કારણ પણ તેજ છે. અને હું ધારૂં છું કે તેનાથી તેવી કેટલીક સ્ત્રીઓ છુપી અનિતીનો ભોગ આપવાનું મુલતવી રાખીને, સમાજના કોઇપણ યુવક સાથે પુનર્લગ્ન કરવા તૈયાર થશે, અને એ રીતે દરેક સ્ત્રી પુરૂષો મ્હારા આ કાર્યને દૃષ્ટાંત રૂપે મુંકીને, પોતાની બાકી રહેલી અમુલ્ય જીંદગીનો સદપયોગ કરશે. તેજ મ્હારૂં અહોભાગ્ય સમજું છું.

**ધીરૂભાઇ**—ખરેખર આપનો આ વિચાર ઘણોજ ઉત્તમ છે. અને હું ધારૂં છું કે મદનપુર શહેરની તેવી કેટલીક સ્ત્રીઓને આપનું આ કાર્ય એક ટેકા રૂપ થઇ પડશે.

**રમણુલાલ**—બસ ત્યારે હું પણ તેજ ઇચ્છું છું.

**ધીરૂભાઈ**—લગ્ન તો બહારના બંગલામાંજ થવાનું છે ને?

**રમણુલાલ**—હાજી ત્યાંજ, પણ જરૂર પધારજો.

**ધીરૂભાઈ**—ભલે હું જરૂર આવીશ.

**રમણુલાલ**—વારૂ, બીજું કાંઇ ?

**ધીરૂભાઇ**—બસ એજ.

**રમણુલાલ**—ઠીક ત્યારે હવે રજા લઇશ.

**ધીરૂભાઈ**—ભલે ખુશીથી.

**રમણુલાલ**—વારૂ, સાહેબજી ( એમ કહી તે વિદાય **થયો** ) ત્યારબાદ તેણે ઘેર આવીને સમય થતાં શયનગ્રહ કર્યું અસ્તુ.

---

## પ્રકરણ ૨૯ મું.

### લગ્નનો દીવસ.

પ્રિય વાંચક આજ લગ્નનો દીવસ હોવાથી શુંદરલાલે પ્રાતકાળ થતાં પોતાના કુટુંબ સહીત બંગલાપર હાજરી આપી, અહિ તેણે પ્રથમથીજ તે પ્રસંગે જોઇતી ચીજોનો સર્વ સંગ્રહ કરી મુંકયો હતો. એટલે તે સબંધમાં તેને કાંઇ પણ વિષેશ વ્યવસ્થા કરવા જેવું નહોતું. લગભગ આઠ વાગવાના શુમારે તેના આમંત્રણ મુજબ તેના કેટલાક સગાંઓ,અને તે સિવાય તેની સાથે સબંધ ધરાવનાર બીજા કેટલાક ગ્રહસ્થો વિગેરે અહિં હાજર થયા, દરમ્યાંન મી. રમણે પણ પોતાના કેટલાંક સગાંઓ અને મીત્ર મંડળ સહીત હાજરી આપી. એટલે અહિં તેને વધાવી લઇને, સૌને એક બાજુ બેઠક આપી. ત્યારબાદ લગ્ન મંડપનાં સર્વ સાહીત્યોની તૈયારી કરીને પંડીતજીએ બંને પાત્રોને ત્યાં આગળ હાજર કરવાનું કહ્યું. એટલે તે મુજબ બંને તરફના માણુસોએ બંને જણને ત્યાં આગળ હાજર કર્યાં, એટલે તેણે તેઓને યોગ્ય વિધી સહીત પુજન કરાવીને બંનેનો હસ્ત મેળાપ કરાવ્યો. અને એ મુજબ લગ્ન કાર્યની સરૂઆત કરવામાં આવી આ વખતે ત્યાં કેટલીક સ્ત્રીઓ લગ્ન મંડપની ચો બાજુ ઘેરાઇને મધુર સ્વરે મંગલ ગીતો ગાતી હતી. વળી તેમાંની કેટલીક વિધુર બાળાઓ તો આ શુભ કાર્યનું દર્શન કરીને હર્ષ

ઘેલી બની ગઇ હતી. અને ભવિષ્યમાં તેઓ પણ તે મુજબ પુનર્લગ્ન કરવાનુંજ ઇચ્છતી હતી. આ પ્રસંગે ત્યાં આવેલા કેટલાક સદગ્રહસ્થો પણ વિવેક દૃષ્ટીએ વિચાર કરીને શુંદરલાલને ધન્યવાદ આપતા હતા. શહેર નિવાસીઓ તો આ સર્વ જોઇને સ્તંભ બની ગયાં હતાં, લગભગ દશ વાગવાના શુમારે આ શુભ કાર્યની પુર્ણાહુતી અપાઈ. ત્યારબાદ શુંદરલાલે નિચે મુજબ ભાશણ સરૂ કર્યું.

બધુંઓ અને બ્હેનો.

આપણી ઉચ કોમની હિંદુ જ્ઞાતીઓ દીન પ્રતિ દીન અધોગતીને પહોંચતી જતી હોય, તો તેનું મુખ્ય કારણ પુત્રીને પરાણે વૈધવ્ય પળાવવાનું છે. કે જેઓ પરિણામે છુપી અનિતીનો ભોગ આપી ગર્ભપાત જેવી બાળ હત્યા કરે છે. અને તે સબંધમાં માતા પિતાઓ તેને પુરતી સહાયતા આપીને તેવું અઘોર પાપ કર્મ કરાવે છે. આ રીતે તેને ઉત્તેજન મલવાથી પરિણામે તેઓ મહાંન અત્યાચારો કરીને પોતાની અમુલ્ય જીદગી બરબાદ કરે છે, અને તે સાથે માતા પિતાની આબરૂનું પણ જાહેર લીલામ થાય છે. તો પછી તે સબંધમાં તેવા દરેક માતા પિતાઓએ તેનો પુરતો વિચાર કરીને પોતાની અને પોતાના કુટુંબની સહીસલામતીની ખાતર તેનું યોગ્ય સ્થળે પુનર્લગ્ન કરીને, ભવિષ્યમાં થતી બાળ હત્યાનો અટકાવ કરવો, તે લાખ દરજજે શ્રેષ્ટ છે. અને તેમ સમજીને હું આપ બંધુઓ અને બ્હેનોની હાજરીમાં પુત્રીનું પુનલગ્ન કરીને સમાજની અસંખ્ય વિધુર બાળાઓના ઉદ્ધાર અર્થે આજ પુનર્લગ્ન રૂપી નવી રૂઢીનો જન્મ આપવા ભાગ્યશાળી થયો છું. અને તેજ મ્હારૂં અહોભાગ્ય સમજીને મ્હારા આ ભાશણની સમાપ્તી કરૂં છું.

ઉપર મુજબ ભાશણ પુરૂં થયા બાદ મનમોહનદાસ ભગવાનદાસ નામના એક ગ્રહસ્થે તેને પ્રત્યુત્તરમાં નિચે મુજબ કહ્યું.

આપનું આ ભાશણ મ્હારા તો શું બલ્કે અહિં હાજરી આપનાર દરેક બંધુઓ, અને બ્હેનોના હૃદય પટમાં એક ઉંડી

છાપ પાડે છે. ખરેખર આપના આ કાર્યથી હું મહાન સંતોષ થયો છું, અને ધારૂં છું કે તે સમાજની તેવી કેટલીક સ્ત્રીઓને એક ટેકા રૂપ થઇ પડશે. અને તે બદલ હું આપને ધન્યવાદ આપીને મ્હારા આ ભાશણની સમાપ્તી કરૂં છું.

પ્રિય વાંચક ઉપર મુજબ ભાષણ પુરૂં થયા બાદ શુંદરલાલે ચા અને ફ્રુટસ વિગેરેની મીજલસ કરીને આ શુભ કાર્યની સમાપ્તી કરી, ત્યારબાદ તેણે વિદ્યાગૌરીને રમણ સાથે ઘેર મોકલવાની તૈયારી કરી. આ પ્રસંગે અહિં ગાડી તો પ્રથમથીજ રોકવામાં આવી હતી. વળી તે વખતે તેને આપવાની કેટલીક ચીજો પણ તૈયાર કરી રાખવામાં આવી હતી. એટલે તે મુજબ ધનલક્ષ્મીએ તે સર્વ એકઠી કરીને રમણ સાથે આવનાર સ્ત્રી વર્ગના હવાલે કરી. એટલે તેઓ મંગળ ગીતો ગાતી બહાર આવી ઉભી. ત્યારબાદ બંને પાત્રોએ શુંદરલાલ અને ધનલક્ષ્મીને યોગ્ય વંદન કરીને ગાડીમાં બેઠક લીધી.આ વખતે રમણને કોર્ટમાં કેશ હોવાનું સ્મરણ થતાં તેણે તે વિષેની સર્વ હકીકત શુંદરલાલને કહી સંભળાવી, એટલે તેણે તેને નિચે મુજબ કહ્યું.

**સુંદરલાલ**—ત્યારે તો હમણાંજ જવું જોઇએ.

**રમણલાલ**—હાજી.

**સુંદરલાલ**—ઠીક ત્યારે હું સૌને સાથે લઇને જઉં છું, અને તમે પણ ત્યાં આવજો.

**રમણલાલ**—બહુ સારૂં.

એમ કહી રમણ અને તે સાથે આવેલ માણસો વિગેરે તેના ઘર તરફ વિદાય થયાં. જ્યાં પહોંચ્યા બાદ સૌ લોકો તેને યોગ્ય વંદન કરીને પોત પોતાને ઘેર જવા નિકળ્યાં. દરમ્યાંન રમણે પણ ઉપરની સર્વ ચીજો એક બાજુ મુંકીને તુરતજ કોર્ટમાં જવાની તૈયારી કરી. આ વખતે લગભગ અગિયાર વાગવાનો શુમાર થયો હશે એટલે તેણે તેજ ગાડીમાં વિદ્યાગૌરીને સાથે લઇને કોર્ટમાં હાજરી આપી. એટલામાં શુંદરલાલ પણ સૌને સાથે લઇને ત્યાં આગળ હાજર થયો.



## પ્રકરણ ૩૦ મું.

### પોલીશ કોર્ટ.

પ્રિય વાંચક હવે આપણે પોલીશ કોર્ટ તરફ દ્રષ્ટી કરીએ અહિં રોજના નિયમસર લગભગ અગિયાર વાગવાના શુમારે મેજીસ્ટ્રેટ સાહેબ હાજર થયા, કે તુરતજ ધીરૂભાઇએ આ કેશ તેમની પાસે દાખલ કર્યો. એટલે તેમણે તેનું સ્ટેટમેંટ વાંચીને તેને આરોપી લોકો હાજર કરવાનું કહ્યું. એટલે તે મુજબ તેણે દરેક જણને ત્યાં આગળ હાજર કરીને આરોપી નંબર પહેલા, બીજા, અને ત્રીજાને, એક બાજુ, અને નંબર ચોથાને બીજી બાજુ, એમ વ્યવસ્થા પુર્વક ઉભા કર્યા. એટલે મેજીસ્ટ્રેટ સાહેબે પ્રથમ નબર પહેલા, બીજા, અને ત્રીજાનો કેટલોક તપાસ કર્યો. જેમાં તેઓની સર્વ હકીકત ઉપરના સ્ટેટમેંટ મુજબ કહેવામાં આવી. ત્યાર બાદ તેમણે નંબર ચોથાનું સ્ટેટમેંટ તપાસીને તેને નિચે મુજબ પ્રશ્ન કર્યો.

**મેજીસ્ટ્રેટ**—આ દવા તમે શા માટે આપી હતી ? ( દવાની પુડી બતાવતાં પુછયું )

**રામશંકર**—રૂતુ સાફ લાવવા માટે.

**મેજીસ્ટ્રેટ**—ત્યારે તેનાથી ગર્ભપાત થઇ શકે કે નાહં ?

**રામશંકર**—થઇ તો શકે.

**મેજીસ્ટ્રેટ**—ત્યારે તમે ગર્ભપાત કરવા માટે આપી હતી. એમ કહી શકાય કે નહિં ?

**રામશંકર**—એમ પણ કહી શકાય.

**મેજીસ્ટ્રેટ**—આ સિવાય તેના બીજા દાખલાઓ છે કે ? ( ધીરૂભાઈ તરફ દૃષ્ટી કરીને પુછયું )

**ધીરૂભાઇ**—હા સાહેબ લગભગ સત્તાવીશ તો મોજુદ છે.

**મેજીસ્ટ્રેટ**—શું સત્તાવીશ ?

**ધીરૂભાઇ**—હા, સાહેબ.

**મેજીસ્ટ્રેટ**—તે કયા ?

**ધીરૂભાઇ**—તે એકે ગયા જાન્યુઆરી માસની ૫ મી તારીખે તેણે ચંપા નામની એક શ્રાવિકાને અને ૧૫ મીએ મોંઘી નામની એક કંસારીને અને ૨૫ મીએ રામકુંવર નામની એક બ્રાહ્મણીને આ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

ત્યારબાદ ફેબ્રુઆરીની ૧૨ મીએ ભુરી નામની એક સોનારણને અને ૨૦ મીએ ગીરજા નામની એક બ્રાહ્મણીને પણ તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો

ત્યારબાદ માર્ચની ૫ મીએ હરકોર નામની એક સોનારણને અને ૭ મીએ નંદા નામની એક બ્રાહ્મણીને પણ તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

ત્યારબાદ એપ્રીલની ૭ મીએ શ્રીમતી નામની એક નાગર સ્ત્રીને અને ૧૫ મીએ ગંગા નામની એક બ્રાહ્મણીને પણ તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

ત્યારબાદ મેની ૧૦ મીએ કેસરબાઇ નામની એક ભાટીઆ સ્ત્રીને અને ૧૨ મીએ વિજયા નામની એક સોનારણને પણ તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

ત્યારબાદ જુનની ૧૬ મીએ શારદા નામની એક નાગર સ્ત્રીને અને ૧૭ મીએ ચંદન નામની એક શ્રાવિકાને અને ૨૪ મીએ સુરજ નામની એક સોનારણને પણ તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

ત્યારબાદ જુલાઈની ૧૩ મીએ લક્ષ્મી નામની એક બ્રાહ્મણીને અને ૨૦ મીએ મણી નામની એક શ્રાવિકાને પણ તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

ત્યારબાદ ઑગસ્ટની ૧૨ મીએ દેવકાંબાઈ નામની એક ભાટીઆ સ્ત્રીને અને ૧૭ મીએ હીરા નામની એક સોનારણને પણ તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

ત્યારબાદ સપ્ટેમ્બરની ૩ જીએ જીવી નામની એક સોનારણને અને ૧૩ મીએ પસી નામની એક કંસારીને પણ તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

ત્યારબાદ અકટોમ્બરની ૭ મીએ રતન નામની એક શ્રાવિકાને અને ૧૦ મીએ સુશીલા નામની એક નાગર સ્ત્રીને પણ તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

ત્યારબાદ નવેમ્બરની ૧ લીએ ગૌમતી નામની એક બ્રાહ્મણીને અને ૨૦ મીએ દીવાળી નામની એક સોનારણને અને ૨૯ મીએ ચંચળ નામની એક શ્રાવિકાને પણ તેજ થવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

ત્યારબાદ ડીસેમ્બરની ૧૦ મીએ સુભદ્રા નામની એક બ્રાહ્મણીને અને ૨૭ મીએ રૂક્ષ્મણી નામની એક સોનારણને પણ તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો હતો.

એ મુજબ તેણે એક વર્ષ જેટલી મુદતમાં ૨૭ સ્ત્રીઓને ગર્ભપાત કરાવ્યો છે. અને તે તેની ડાયરી બુકો ઉપરથી પુરવાર થઇ ચુકયું છે.

**મેજીસ્ટ્રેટ**—તે સિવાય બીજું કાંઈ છે ?

**ધીરૂભાઇ**—ના સાહેબ.

**મેજીસ્ટ્રેટ**—આ સબંધમાં તમે શું કહેવા માગે છો. ( રામશંકર તરફ દૃષ્ટી કરીને પુછયું )

**રામશંકર**—સાહેબ હું દરેક સ્ત્રીને આ દવા રૂતુ સાફ કરવાની કહીનેજ આપું છું. જેનો પાછળથી તેઓ આ ઉપયોગ કરતાં હોય તો હું કહી શકતો નથી.

**મેજીસ્ટ્રેટ**—તે સિવાય બીજુ કાંઈ કહેવાનું છે ?

**રામશંકર**—ના સાહેબ.

**મેજીસ્ટ્રેટ**—તમે ગર્ભનું રક્ષણ કરવા માટે શું બંદોબસ્ત કર્યો છે ? ( વિદ્યાગૌરી તરફ દષ્ટી કરીને પુછયું. )

**વિદ્યાગૌરી**—સાહેબ મ્હારૂં આજે પુનર્લગ્ન થયું છું. એટલે તે સબંધમાં હવે મને કાંઇપણ હરકત આવે એવું નથી.

**મેજીસ્ટ્રેટ**—શું પુનર્લગ્ન ? ( જરા અજાયબ થઈને પુછયું )

**ધીરૂભાઈ**—હા સાહેબ. તેનું આજેજ પુનર્લગ્ન થયું છે. ( વિદ્યાગૌરી પ્રત્યુતર આપે તે અગાઉ ધીરૂભાઇએ કહ્યુ )

**મેજીસ્ટ્રેટ**—કોની સાથે ?

**ધીરૂભાઈ**—તેજ યુવક સાથે.

**મેજીસ્ટ્રેટ**—પણ તે કેવી રીતે થયું ?

**ધીરૂભાઇ**—તેના પિતાની અનુમતીથી.

**મેજીસ્ટ્રેટ**—ખરેખર આતો ઘણુંજ ખુસી થવા જેવું છે.

**ધીરૂભાઇ**—હા સાહેબ તેઓના આ કાર્યથી હું પણ ઘણોજ ખુશી થયો છું.

**મેજીસ્ટ્રેટ**—ત્યારે તેઓ અહિં આવેલ છે કે શું ?

**ધીરૂભાઈ**—હા સાહેબ આવેલ છે.

**મેજીસ્ટ્રેટ**—ઠીક ત્યારે તેઓને બોલાવો.

• **ધીરૂભાઈ**—બહુ સારૂં સાહેબ, (એમ કહી તેણે તેઓને ત્યાં આગળ હાજર કર્યા.)

**મેજીસ્ટ્રેટ**—તમારૂં નામશું ? ( શુંદરલાલ તરફ દૃષ્ટી કરીને પૂછયું. )

**શુંદરલાલ**—શુંદરલાલ નગીનદાસ.

**મેજીસ્ટ્રેટ**—તમારા આ કાર્યથી હું મહાંન સંતોષ થયો છું. અને ધારૂં છું કે તે મદનપુર શહેરની તેવી કેટલીક સ્ત્રીઓને એક ટેકા રૂપ થઇ પડશે, અને તે બદલ હું આપને ધન્યવાદ આપીને તમારી પુત્રીના હાથમાં પુનર્લગ્ન રૂપી નવો રૂઢીનો જન્મ અપાયો, તે ખુસાલી બદલ રૂ. ૧૦૦) અને તેની સાથે પુનર્લગ્ન કરનાર યુવકને રૂપિયા ૨૫) આપું છું. (એમ બને પાત્રોને ઉપર રની રકમો આપતાં કહ્યું. )

**શુંદરલાલ**—સાહેબ આપનો મોટો આભાર માનવામાં આવે છે.

**મેજીસ્ટ્રેટ**—આ બાઇના વાલી વારસો આવેલ છે કે ?

( લલીતાના સબંધમાં ધીરૂભાઇને પુછયું. )

**ધીરૂભાઇ**—હા સાહેબ તેના પિતા હાજર છે.

**મેજીસ્ટ્રેટ**—ઠીક ત્યારે તેને બોલાવો.

**ધીરૂભાઇ**—બહુ સારૂં સાહેબ ( એમ કહી તેણે કલ્યાંણદાસને ત્યાં આગળ હાજર કર્યો.)

**મેજીસ્ટ્રેટ**—તમારૂં નામ શું ? ( કલ્યાંણદાશ તરફ દ્રષ્ટી કરીને પુછયું )

**કલ્યાણદાસ**—કલ્યાંણદાસ હરીદાસ.

**મેજીસ્ટ્રેટ**—આ બાઇના સબધમાં તમે શું કહેવા માગો છો?

**કલ્યાંણદાસ**—સાહેબ તેના થયેલ ગુન્હા બદલ હું ક્ષમા યાચું છું. અને જેમ બને તેમ તુરતમાં તેનું પુનર્લગ્ન કરવાની તૈયારી કરૂં છું

**મેજીસ્ટ્રેટ**—ઠીક ત્યારે હું તેના હાથ જામીન લઇને તેને આ કેશમાંથી મુક્ત કરૂં છું. અને એક માશની મુદતમાં તેનું પુનર્લગ્ન કરવાની તમને ભલામણ કરૂં છું.

**કલ્યાણદાસ**—બહુ સારૂં સાહેબ.

**મેજીસ્ટ્રેટ**—વારૂ બેસો.

એમ કહી તેમણે તે ખાતાની એક બુકમાં તે વિષેનો નોંધ કરીને લલીતાને સહી કરવાનું કહ્યું, એટલે તે મુજબ તેણે ત્યાં આગળ સહી કરી ત્યારબાદ તેમણે કોર્ટના રેકાર્ડ બુકમાં કેશનો એકંદર નોંધ કરીને અને તે મુજબ જજમેંટ તૈયાર કરીને નિચે મુજબ હુકમ કર્યો.

વિદ્યાગૌરી શુંદરલાલનો તપાસ કરતાં, મને માલુમ પડયું છે કે તેણે ગર્ભપાત કરવા માટે લલીતા કલ્યાંણદાશ નામની એક બાઇ માર્ફત ગર્ભસુદ્ધી ચુર્ણ એ નામની દવા રામશંકર વૈદના ત્યાથી મગાવી હતી. પણ પાછળથી તેણે તે વિચાર મુલતવી

રાખીને રમણલાલ કનૈયાલાલ નામના એક યુવક સાથે પુનર્લગ્ન કર્યું છે. અને એ મુજબ તેણે પોતાની અને પોતાના બાળકની સહીસલામતી માટે પુરતો બંદોબસ્ત કર્યો છે. એટલે તેને આ કેશમાંથી મુક્ત કરવામા આવે છે.

ધનલક્ષ્મી મગનલાલનો તપાસ કરતાં મને માલુમ પડયું છે કે તેણે વિદ્યાગૌરીને ગર્ભપાત કરાવવા માટે ગર્ભસુદ્ધી ચૂર્ણ એ નામની દવા મગાવી આપી હતી. પણ પાછળથી તેણે તે વિચાર મુલતવી રાખીને તેનું પુનર્લગ્ન કર્યું છે. અને પોતાના થયેલ ગુન્હા બદલ કોર્ટમાં માફી માગી છે. એટલે તેને આ કેશમાંથી મુક્ત કરવામાં આવે છે.

લલીતા કલ્યાંણદાશનો તપાસ કરતાં મને માલુમ પડયું છે કે તેણે વિદ્યાગૌરીના કહેવા મુજબ રામશંકર વૈદના ત્યાંથી ગર્ભસુદ્ધી ચુર્ણ એ નામની દવા લાવી આપીને, તેને ગર્ભપાત કરાવવા માટે પુરતી સહાયતા આપી હતી. તે ગુન્હા બદલ તેના હાથ જામીન લઇને તેને આ કેશમાંથી મુક્ત કરવામાં આવે છે.

રામશંકર રવીશંકરનો તપાસ કરતાં મને માલુમ પડયું છે કે તેણે ગઇ તા. ૨૫ મી શનીવારના રોજ સુંદરલાલ નગીનદાસની પુત્રી બાઈ વિદ્યાગૌરીને ગર્ભપાત કરાવવા માટે ગર્ભસુદ્ધી ચુર્ણ એ નામની દવા લલીતા કલ્યાંણદાસ નામની એક બાઇ સાથે મોકલાવી હતી. અને તે મુજબ તેણે એક વર્ષ જેટલી મુદતમાં ૨૭ સ્ત્રીઓને તેજ દવા આપીને ગર્ભપાત કરાવ્યો છે. તે ગુન્હા બદલ તેને એક વર્ષની સજા અને ૫૦૦) રૂપિયા દંડ કરવામાં આવે છે.

ઉપર મુજબ જજમેંટ અપાયા બાદ કોર્ટના મુખ્ય માણુસે નંબર પહેલા, બીજા, અને ત્રીજાને ઘેર જવા હુકમ કર્યો, અને નંબર ચોથાને ત્યાં ઉભેલા એક પોલીસ માર્ફત તુરંગમાં મોકલાવ્યો. અને એ મુજબ કેશની સમાપ્તી કરવામાં આવી.

ત્યારબાદ સુંદરલાલ અને રમણુ વિગેરે સૌ લોકો મેજીસ્ટ્રેટ સાહેબને યોગ્ય વંદન કરીને બહાર નિકળ્યા અને તેમને ધન્યવાદ આપતા સૌ સાથે ઘર તરફ વિદાય થયા.

પ્રિય વાંચક અહિં સૌ ઘેર આવ્યા બાદ સૌએ સાંજનું વાળુ કર્યું. અને ત્યારબાદ રમણે વિદ્યાગૌરીને સાથે લઇને પોતાના મુકામપર હાજરી આપી. અહિં તેઓએ આજ પર્યંત વેઠેલી મુશીબતનો એકંદર અહેવાલ એક બીજાને કહી સંભળાવ્યો અને ત્યારબાદ તેઓ આ કાર્યમાં ફતેહમંદ થયાં તે બદલ ઇશ્વરનો મહાંન ઉપકાર માનતાં બન્ને પાત્રોએ સમય થતાં શયનગ્રહ કર્યું અસ્તુ.

## પ્રકરણ ૩૧ મું.

### સમાજનો પુનઃઉદ્ધાર.

પ્રિય વાંચક મદનપુર શહેરના દરેક ઘર કુટુંબમાં અને દરેક સ્ત્રી પુરૂષના હૃદયમાં આજના આ પુનર્લગ્ને એક નવું ભાન કરાવ્યું હતું. ઉપરાંત મેજીસ્ટ્રેટ સાહેબે તેઓને તે ખુસાલી બદલ એક સારી રકમ આપીને ઘેર વિદાય કર્યાં તે સાંભળીને તો દરેક જણુ સ્તંભ થઇ ગયાં હતાં. વળી તેમાં કેટલીક વિધુર બાળાઓ અને બીજવરો, તો આ સર્વ જોઇને હર્સ ઘેલાં બની ગયાં હતાં. અને ભવિષ્યમાં તેઓ પણ તેજ પ્રમાણે પુનર્લગ્ન કરીને પોતાની બાકી રહેલી અમુલ્ય જીંદગીનો સદઉપયોગ કરવાનું ઇચ્છતાં હતાં, અને તે મુજબ તેવી કેટલીક બાળાઓના માતા પિતા પણ તેજ વિચાર કરતાં હતાં. અહિં કલ્યાંણદાસે તો મેજીસ્ટ્રેટ સાહેબના કહેવા મુજબ લલીતાનું પુનર્લગ્ન કરવાનો દૃઢ નિશ્ચયેજ કર્યો હતો અને તે મુજબ તેનું સુદ્ધ લગ્ન નક્કી કરાવીને તા. ૧૧ મી સોમવારના રોજ નંદલાલ નામના

એક યુવક સાથે તેનું પુનર્લગ્ન પણ કર્યું. એટલે લલીતાના હર્શનો અને શહેર નિવાસીઓની અજાયબીનો તો કાંઇ પાર રહ્યો નહિં. એટલુંજ નહિં પણ તેવી કેટલીક વિધુર બાળાઓ અને બીજવરોએ તો આ સર્વ જોઇને, તેઓએ પણ એક બીજા સાથે પુનર્લગ્ન કરવાનો દ્રઢ નિશ્ચયે કર્યો. અને તે મુજબ એક પછી એક એમ દરેક જણ તેને અમલમાં મુંકીને આ નવી રૂઢીનો જન્મ આપતા ગયા. આ રીતે એક માશ જેટલી મુદતમાં લગભગ ત્રીશ એક સ્ત્રીઓ અને તેટલા પુરૂષો પુનર્લગ્ન કરીને પોતાની અમુલ્ય જીંદગીનો સદપયોગ કરવા ભાગ્યશાળી થયા. અસ્તુ.

## ઉપસંહાર.

પ્રિય વાંચક આ પુસ્તક વાંચીને તું એટલું તો સ્પષ્ટ સમજી શકયો હોઇશ, કે આપણી ઉચ્ચ કોમની હિંદુ જ્ઞાતીઓ દીન પ્રતિદીન અધોગતીને પહોંચતી જતી હોય, તો તેનું મુખ્ય કારણ પુત્રીને પરાણે વૈધવ્ય પળાવવાનુંજ છે. કે જેઓ તેના રંગ ઢંગથી સારી રીતે વાકેફ હોવા છતાં, છતી આંખે અંધા બનીને તેને જીવન પર્યંત બંધનની બેડીઓમાં ગિરફતાર રાખવાનું ઇચ્છે છે. એટલે પરિણામે તેવી અનેક બાળાઓ પોતાની અમુલ્ય જીંદગી-નો ગેરપયોગ કરીને, જીવન બરબાદ કરે છે. જોકે તેવી કેટલીક સ્ત્રીઓ પુનર્લગ્ન એ શબ્દને પહેલી પસંદગી આપે છે. અને ભવિષ્યમાં તેજ ઇચ્છે છે. અને તે વિષે પોતાનો બનતો પ્રયત્ન પણ કરે છે. પણ આખીર પર્યંત તેઓ માતા પિતાની અ-જ્ઞાનતાના અભાવે કરીને, તેમાં ફતેહમંદ થઈ શકિત નથી. એટલે પરિણામે તેઓને છુપી અનિતીનો ભોગ આપી, ગર્ભપાત જેવી બાળહત્યા કરવાની ફરજ પડે છે. અને તે પ્રસંગે માતા પિતાઓ પણ તેને પુરતી સહાયતા આપીને તેવું અઘોર પાપ કર્મ કરાવે છે.

આ રીતે તેને ઉત્તેજન મલવાથી પરિણામે તેવી કેટલીક સ્ત્રીઓ નિચ કોમના હલકા પુરૂષો સાથે ન્હાસી જાય છે. ધર્મ ભ્રષ્ટ થઈ વટલી જાય છે. યાત્રાના બાને અમુક સ્થળે જઈ બાળ હત્યા કરે છે. તુરંગમા પણ જાય છે. અને એ રીતે જીવન પર્યંત મહાંન અત્યાચારો કરીને, માતાપિતાની આબરૂનું જાહેર લીલામ કરે છે. છતાં આપણા કેટલાક લોકો હજુ પણ પુનર્લગ્ન એ શબ્દને તુચ્છ ગણીને તેને અમલમાં મુંકનાર પ્રેક્ષક તરફ એક હલકી દૃષ્ટીએ જુએ છે. અને તે તરફ પોતાનો પુરતો અણગમો બતાવે છે. અને કહે છે કે તે થાયજ કેમ ? એ ઉપરથી સમજાય છે કે તેઓ પુત્રીને પુનર્લગ્ન કરાવવા કરતાં, તેને ગર્ભપાત કરાવવાનું અગર તો તેવા હલકા પુરૂષ સાથે નસાડી મુંકવાનું વધારે પસંદ કરે છે.

આવા અજ્ઞાન માતા પિતાએ એ યાદ રાખવું જોઈએ કે જમાનાની તાસીર દીન પ્રતિ દીન નવું સ્વરૂપ ધારણ કરતી જાય છે. એટલે આગળ એક સમય એવો હતો કે તેવી એકાદ બાળા ભાગ્યેજ વૈધવ્ય પ્રાપ્ત કરતી, અને આજ એ સમય છે કે ભારતના દરેક શહેરોની દરેક જ્ઞાતીઓમાં તેવી વિધુર સ્ત્રીઓની સંખ્યાનો દીન પ્રતિદીન વધારો થતો જોવામાં આવે છે. અને દર વર્ષે તેવી સંખ્યાબંધ બાળાઓ રડાઈને ઘરના એકાદ ખુણામાં હાજરી આપવા તૈયાર થાય છે. જેનો સન ૧૯૨૧ ના વસ્તી પત્રક મુજબ તપાસ કરતાં માલુમ પડયું છે કે—

| ઉમર. | વર્ષ સુધીની, | સંખ્યા. | એકંદર ટોટલ. |
|---|---|---|---|
| ૧૦ | ,, | ૮૫૦૩૭ | ,, |
| ૧૫ | ,, | ૩૩૨૧૪૬ | ૨૮૨૦૯૧૫ |
| ૨૦ | ,, | ૩૯૬૧૯૨ | |
| ૨૫ | ,, | ૭૪૩૮૨૦ | |
| ૩૦ | ,, | ૧૨૬૩૭૨૦ | |

આ મુજબ દર વર્ષે સંખ્યાબંધ બાળાઓ રંડાઇને અધોગતીએ પહોંચતી જાય છે. જેનાથી એક બાજુ આપણી વસ્તીમાં મોટો ઘટાડો થતો જોવામાં આવે છે. અને બીજી બાજુ આપણાં નિરપરાધી બાળકો પણ, આપણી બ્હેનો અને પુત્રીઓના હાથે બે ગુન્હે માર્યાં જાય છે. છતાં તેની લેશ પણ દરકાર લેવામાં આવતી નથી. બલ્કે તે જગ્યાએ પુનર્લગ્ન કરનાર પ્રેક્ષકને સમાજ નેતાઓ તરફથી તેના તે ગુનહા બદલ જ્ઞાની બહાર મુકવામાં આવે છે. તે કેટલી અજ્ઞાનતા છે તે વિચાર કરવાનું કામ મ્હારા પ્રિય વાંચકનેજ સોંપું છું.

આ ઉપરથી સમજાય છે કે તેઓ હજુ સુધી વિધુર બાળાઓના નિકટ સબંધમાં આવી શકયા નથી. એટલે તેઓને તે જ્ઞાન હોયજ કયાંથી? જો કે તે નિર્વીવાદ છે. કારણ કે મનુષ્ય માત્રને જ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન તેના સહવાસનું છે. એટલે તે સિવાય તેને, તેનું શુદ્ધ રહસ્ય સમજવું, યા તેના ગુણ દોષનું વર્ણન કરવું, તે મુશકીલ થઈ પડે છે. મતલબમાં જાતી અનુભવ સિવાય કોઇ પણ મનુષ્ય પોતાની અજ્ઞાનતાને દુર કરી સકતો નથી. જો કે હું પણ પ્રથમ તેજ સ્થિતિમાં હતો. એટલે તે વખતે મને પણ પુનર્લગ્ન એ શબ્દ પર કુદરતી અભાવ હતો. પણ જ્યારથી હું મ્હારી દાક્તરી લાઈનને અનુસરીને પ્રસંગોપાત તેવી અનેક વિધુર બાળાઓના સહવાસમાં આવતો ગયો. ત્યારથી મને ખાત્રી થવા પામી છે કે આપણી ઉચ્ચ કોમની હિંદુ જ્ઞાતીઓ દીન પ્રતિ દીન અધોગતીને પહોચતી જતી હોય તો તેનું મુખ્ય કારણ પુત્રીને પરાણે વૈધવ્ય પળાવવાનુંજ છે.

આ સબંધમાં હું આશા રાખું છુ કે તેવા દરેક માના પિ-

તાઓ, અને સમાજ નેતાઓ, આ પુસ્તકનું અવલોકન કર્યા બાદ વિવેક દ્રષ્ટીએ પોતાનો, પોતાના કુટંબનો અને પુત્રીઓના ભવિષ્યનો, અને તે સાથે સમાજની થતી અધોગતીનો વિચાર કરીને, પોતાના શુદ્ધ અંતઃકરણ પુર્વક પુનર્લગ્ન રૂપી નવી રૂઢીનો જન્મ આપવા બહાર પડશે. તોજ સમાજનો પુનઃ ઉદ્ધાર થવા સંભવ છે. અસ્તુ.



